# રંગતરંગ

## (ભાગ ત્રીજો)

લખનાર—
જ્યોતીન્દ્ર હ. દવે
એમ. એ.

પ્રગટકર્તા—
ગાંડીવ સાહિત્ય મંદિર
હવાડિયો ચકલો
સુરત

# પ્રસ્તાવના

પુસ્તક વાંચ્યા પછી કે પહેલાં પોતાને યોગ્ય લાગે એવી પ્રસ્તાવના વાચક પોતે લખી શકે તે ખાતર આ પાનું, વાચકના મગજ જેવું, કોરૂં રહેવા દીધું છે.

જ્યોતીન્દ્ર હ. દવે

# અનુક્રમણિકા

[૧]

# જીભ

મનુષ્યની સર્વ ઇન્દ્રિયોમાં જીભનું સ્થાન વિશિષ્ટ છે. બીજી બધી ઇન્દ્રિયો કરતાં એનું મહત્ત્વ પણ વિશેષ છે. કાન, હાથ, પગ આદિ બબ્બે છે ને તે કાર્ય એક જ કરે છે. એક સાંભળવાનું કામ કરવા માટે બે કાન, એક શ્વાસ લેવાનું કાર્ય કરવા માટે બે નસકોરાં, ચાલવાના એક કાર્ય માટે બે પગ, જોવાના કામ માટે બે આંખ. પણ બોલવાનું ને સ્વાદ ચાખવાનું એમ બે કામ માટે એકલી જીભની જ નિમણુંક કરવામાં આવી છે.

ઘણીખરી ઇન્દ્રિયો પર આપણો કાબૂ નથી. આપણી ઇચ્છા વિરુદ્ધ પણ પરસંસ્કારની અસર એના પર થયા વગર રહેતી નથી. કોઈ આપણને ગાળ દેતું હોય ને તે સાંભળવી આપણને કુદરતી રીતે જ ન રુચતી હોય તોપણ આપણા પોતાના કાન એ ગાળ આપણા મગજ સુધી પહોંચાડ્યા વિના નહિ રહે. ન જોવા જેવું આંખ અનેક વાર જુએ છે ને માથું ફેરવી નાંખે એવી દુર્ગંધ નાસિકા મગ-

જને પહોંચાડે છે. પરંતુ જીભની ઉપર તો મનુષ્યની પૂરેપૂરી સત્તા પ્રવર્તે છે. એની ઇચ્છા હોય તો જ બોલવાનું કે સ્વાદ આપવાનું કાર્ય જીભ કરી શકે, અન્યથા નહિ.

બોલવાનું ને ખાવાનું–દુનિયાના બે મોટામાં મોટાં કાર્ય એક નાનકડી જીભ બજાવે છે. માનવજીવનમાં આના કરતાં વધારે ઉપયુક્ત કે જરૂરી બીજાં કોઈ કાર્ય નથી. એ બંને કાર્યની મનુષ્યના જન્મથી શરૂઆત થાય છે ને જીવનનો અંત આવતાં સુધી ચાલે છે–અથવા મનુષ્યના મરણ પછી પણ એની જીભનું કાર્ય તો ચાલુ જ રહે છે. એના મત, અભિપ્રાય, વચન આદિનો પાછળનાંઓ વારંવાર ઉલ્લેખ કરીને એની વાણીને અમર બનાવે છે ને એની પાછળ બારમું, તેરમું, શ્રાદ્ધ, વરસી આદિ પ્રસંગો યોજીને એની રસાસ્વાદની અભિલાષાને મરણ પછી પણ સંતોષે છે. આમ જીભનું કાર્ય મનુષ્યના જન્મથી શરૂ થાય છે, ને એના મરણ પછી પણ ચાલુ રહે છે. વૃદ્ધાવસ્થામાં બીજી ઇન્દ્રિયો શિથિલ થઇ જાય છે, ત્યારે પણ જીભ તો એવી ને એવી બળવાન રહે છે. ઘણી વાર તો બીજી, ઇન્દ્રિયોની શકિત એનામાં ભેગી થતી હોય એમ લાગે છે. ઘરડી આંખ, ઘરડું મગજ એ નિર્બળતાની નિશાની છે; પણ ઘરડી જીભ એટલે અનુભવે ને સંસ્કારે, બળમાં ને કળમાં દુર્જેય બનેલી જીભ એમ જ સમજવાનું છે.

રસાસ્વાદનો અધિકાર જીભને મળ્યો છે, એના વડે જ સ્વાદનું જ્ઞાન થાય છે માટે એને જ્ઞાનેન્દ્રિય ગણીએ તો ગણી શકાય. બોલવાનું કાર્ય એ કરે છે એટલા માટે એને કર્મેન્દ્રિય પણ કહી શકાય. શ્રીમદ્ ભગવદ્‌ગીતાની પેઠે જ્ઞાન ને કર્મનો એ સુંદર સમન્વય સાધી બતાવે છે. મન ને હૃદય એની વચ્ચે એનું સ્થાન છે તે બહુ સૂચક છે. બંનેને એના વિના ચાલતું નથી. બંનેના

પ્રતિનિધિની ગરજ એ જ સારે છે. મનના વિચાર ને હૃદયની ઊર્મિઓને જીભ જ વ્યકત કરે છે. વિદ્યાર્થીઓને ગણિત કે તત્ત્વ-જ્ઞાનના મુશ્કેલ કોયડાઓ સમજાવતી જીભ જ પ્રિયતમાના સાંનિધ્યમાં પ્રણયવચનો ઉચ્ચારે છે.

જેમ કેટલીક કુલવધૂઓ આખા ગૃહનો ભાર ચલાવે છે, છતાં ગૃહ બહારનાંને તેનાં દર્શન પણ થઈ શકતાં નથી, તેમ જીવનમાં એ સૌથી મુખ્ય કાર્યો કરતી હોવા છતાં જીભ ઘણુંખરું અદૃશ્ય રહે છે.

સ્નિગ્ધ, સુકોમળ, નાની, નાજુક ને નમણી એવી જીભ અનેક રીતે સ્ત્રીના સરખી છે. આપણે એની પાસે સૌથી વધારે કામ લઈએ છીએ તે છતાં બને ત્યાં સુધી એને ઓઝલ પડદામાં રાખીએ છીએ. રસોઈ બનાવીને સ્ત્રી આપણી સ્વાદવૃત્તિને પોષે છે ને સુંદર ઘરેણાંલુગડાં પહેરી આપણી અભિમાનવૃત્તિને પોષે છે. તેવી જ રીતે જીભ આપણી સ્વાદવૃત્તિને સંતોષે છે ને સરસ શબ્દો વડે આપણાં વખાણ કરી અભિમાનવૃત્તિને ઉત્તેજે છે. સ્ત્રીની પેઠે જીભ પણ ઘાયલ કરે છે ને ઘા રૂઝાવે યે છે. तुम्हींने दर्द दिया है तुम्हो दवाइ देना એમ આશક માશુકને કહે છે તે જ રીતે જીભને પણ કહી શકાય. કોઈનું અપમાન કરી તેને ઘાયલ કરનારી જીભ, પાછળથી જરૂર પડયે તેનાં વખાણ કરી પોતે પાડેલા ઘાને રૂઝાવી શકે છે. પુરુષના પાપોનું પ્રાયશ્ચિત કેટલીક વાર સ્ત્રીને કરવું પડે છે તેમ પેટ આદિના રોગોના ભોગ જીભને બનવું પડે છે. પેટમાં અપચો થતાં જીભ પર ચાંદી પડે છે. પેટની વાત જીભ તરત જ બહાર કહી દે છે. અબળા વર્ગ તરફથી ઘણી વાર ગૃહનાં છિદ્રો બહારનાંને જાણવાનાં મળે છે, તે જ પ્રમાણે દેહના રોગોના નિદાન માટે તજજ્ઞો જીભ પર ઘણો આધાર રાખે છે.

ફીકી, સફેદ, નરમ, પહોળી ને અસ્થિર જીભ પાંડુરોગની સૂચક છે. ભૂરાશ પડતી જીભ છાતીનાં દરદોનો સંભવ દર્શાવે છે. વચ્ચે છારીવાળી ને છેડે રતાશવાળી જીભ અપચો ને અન્ય ઉદરરોગનું સૂચન કરે છે. મુખ બહાર કાઢતાં જેની જીભ સ્થિર ન રહી શકે તે મનુષ્ય નશો કરતો હશે એમ કહી શકાય. મુખ બહાર કાઢતાં એક બાજુથી બીજી બાજુએ જીભને હલાવી ન શકાય તો એ પક્ષાઘાતનું ચિહ્ન ગણાય છે. આમ જીભ દેહનાં અનેક દરદો ખુલ્લાં કરે છે.

પરંતુ જીભ માત્ર શરીરના વ્યાધિઓને જણાવતી નથી. એ મનુષ્યનાં ગામ, જાતિ આદિની પણ માહિતી, વગર પૂછ્યે આપી દે છે. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર એ ભેદો પણ કદાચ જીભને આધારે કરવામાં આવ્યા હશે. જેની જીભ સહેલાઇથી, નહિ જેવા કારણે, ભયંકર શાપ આપી શકે તે બ્રહ્મર્ષિ; જેની જીભ વેદમંત્રોના ઘન, જટા, ક્રમ ઇત્યાદિ પ્રકારે પાઠો કરી કસરત કરે ને સોમરસનું આસ્વાદન કરે તે બ્રાહ્મણ; જેની જીભ વીરરસની વાતો કરે ને કસુંબાપાણીમાં રાચી રહે તે ક્ષત્રિય; પૈસાની વાત સાંભળી જેની જીભ ભીંજાઈ જાય તે વૈશ્ય ને જેની જીભ ઘણું-ખરું મૌન સેવે ને ઇતર વર્ણના હુકમ સાંભળી 'હા, માબાપ!' કહે તે શૂદ્ર. અત્યારે આ વર્ગભેદ લોપાતા જાય છે અને તેને બદલે નવીન ભેદો રચાતા જાય છે. જેની જીભ 'યુ ગદ્ધા! બેવકૂફ—સુવર!' એમ ઉચ્ચારતી હોય ને દિવસમાં ચારપાંચ વાર વિવિધ ઉત્તમ વાનીઓનો રસાસ્વાદ માણતી હોય તે ઉત્તમ વર્ગના મનુષ્યો. જેની જીભ 'માબાપ, સરકાર, પ્રભુ' એવો પાઠ પઢ્યા કરતી હોય ને બેએક દિવસે એક વાર, અતિશયોક્તિમાં જેને અન્ન કહી શકાય, એવું કંઇક આરોગતી હોય તે નીચ વર્ગનો મનુષ્ય. 'રજાબજા નહિ મળે, સમજ્યા? જુઓ આજે

જરા બેત્રણ કલાક વધારે બેસજો. ને આવતે મહિનેથી તમારા પગારમાં દશ ટકાનો ઘટાડો કરવામાં આવ્યો છે' એમ જેની જીભ બોલતી હોય તે ઉપરિ અધિકારી. 'સાહેબ, છે–તે–છે–તે–જરા આજે–આજે જરા–એમ કે સાહેબ, આજે જરા વહેલો ઘેર જાઉં ? ઘેર માંદગી છે. સાહેબ, સાહેબ, બાકીનું કામ ઘેર લઇ જઇશ' એમ બીતાં બીતાં કરગરતે અવાજે ને દીન મુદ્રાએ બોલે તે કારકુનિયા જીભ.

જીભ આમ માણસનાં જાતિકુલ જ નથી જણાવી દેતી, પરંતુ એ કયા શહેર કે ગામનો છે તે પણ એ કહી દે છે. એક વખત ભરૂચમાં મેં બે મનુષ્યોને વાગ્યુદ્ધ ખેલતા જોયા હતા અને તે વેળા મને બહુ નવાઈ લાગી હતી. વાગ્યુદ્ધ ખેલતા હતા તેની નવાઇ નહોતી લાગી–બે માણસો મળે ને લડે નહિ તો નવાઇ થાય–લડે તેમાં નવાઇ નથી એ હું સારી રીતે જાણું છું. "તું લાલચોલ ડોલા કાઢીને ગાલ પર ગાલ દે છે તે માલ પરથી નીચે ઉતરની ! બતાવી દઉં !' એકે કહ્યું. "સાલા, તારૂં મોં ઊજલું છે, પણ કરમ તો કાલાં છે. ધોલામાં ધૂલ પડી તારા !" બીજાએ ઉપરથી જવાબ દીધો. આ બંને યોદ્ધાઓએ એકમતે 'ળ'કારનો બહિષ્કાર કરેલો જોઇ મને નવાઇ લાગી. તે પછી ભરૂચમાં લગભગ બધા જ માણસોને મેં 'ળ'ને સ્થાને 'લ' વાપરતા સાંભળ્યા હતા. સુરત, વડોદરા, અમદાવાદ બધે સ્થળે 'ળ' બોલાય છે ને ભરૂચમાં કેમ બોલાતો નથી એ ઉચ્ચારશાસ્ત્રનો વિષમ કોયડો છે. મને લાગે છે કે બાળપોથીમાં નળનું ચિત્ર આપી તે પરથી 'ળ'કાર શીખવવામાં આવે છે ને ભરૂચમાં નળ નથી તેથી કદાચ ભરૂચવાસીઓએ નળની સાથે 'ળ'નો પણ બહિષ્કાર કર્યો હશે. પણ એ સાથે આપણને ઝાઝી નિસ્બત નથી. 'ળ'કારનો બહિષ્કાર કરનારી જીભ ભરૂચવાસીની છે

એમ તરત જણાઇ આવે છે. તે જ રીતે 'હવાકાનું હેર હાકે' માંગનારી સુરતી જીભ ને 'સડકુ' ખોદીએ' સીએ' ને રાખુ' પીએ સીએ" એમ કહેનારી કાઠિયાવાડી જીભ પણ પોતાના નિવાસ-સ્થાનની ખબર આપી દે છે. ..

જીભની કુતૂહલપ્રિયતા ને છિદ્રાન્વેષીપણું અદ્‌ભુત છે. દાંતના ખૂણેખૂણામાં એ ફરી વળે છે. એક ઝીણી સરખી કરચ દાંતમાં ગમે ત્યાં સંતાઇને ભરાઈ બેઠી હોય, તો તેને શોધી કાઢે ત્યારે જ એ જંપે છે. એ વિષયમાં પણ એ અબળાવર્ગ સાથે હરીફાઇમાં ઊતરી શકે એમ છે. મોંમાં કાતરા પડયા હોય કે ચાંદી પડી હોય, તો જીભ વારંવાર ત્યાં જ જવાની. કૂતરા વગેરે પ્રાણીની જીભમાં ઘા રૂઝવવાની શકિત છે, ને તેથી તે શરીર પર પડેલા ઘાને જીભ વડે ચાટચાટ કરે છે. પણ ઉત્ક્રાન્તિક્રમમાં આગળ વધતાં વધતાં મનુષ્યની જીભમાંથી ઘા રૂઝવવાની શકિત જતી રહી ને તેને સ્થાને ઘા પાડવાની ને પડેલા ઘાને ચાટી-ચાટી વિશાળ ને ઊંડા બનાવવાની શકિત આવી.

બીજા પ્રાણીઓ કરતાં મનુષ્યનું શ્રેષ્ઠત્વ તથા વિશિષ્ટત્વ એની જીભને લીધે જ છે. અન્ય પ્રાણીઓ કરતાં મનુષ્યોનું મગજ વધારે બળવાન હોય છે અથવા એનામાં બુદ્ધિ વધારે હોય છે એ વાત મનુષ્ય અને પ્રાણી બંનેના પરિચયમાં આવનાર કોઇથી પણ મનાય એવી નથી. મનુષ્ય કરતાં આંખની બાબતમાં બિલાડી, હાથની બાબતમાં ગોરીલા, નાકની બાબતમાં કૂતરો, પેટની બાબતમાં વરૂ ને પગની બાબતમાં ગધેડો વધારે બળવાન હોય છે એ જાણીતું છે. તેમ જ બીજા જાનવરોની માફક એને શિંગડાં ને પૂંછડી પણ હોતાં નથી. એ પરથી સમજાય છે કે મનુષ્ય કરતાં, જીભ સિવાયની બીજી ઇન્દ્રિયોના વિષયમાં, અન્ય પ્રાણીઓ વધારે નસીબદાર છે. મનુષ્યનો ખરેખરો વિકાસ જીભના વિષયમાં

થયો છે. કીડી, મંકોડા, વંદા આદિને જીભ હોતી જ નથી. સુખદુઃખના ધ્વનિ પણ એનાથી કાઢી શકાતા નથી. બિલાડાં, કૂતરાં આદિ પશુઓને જીભ હોય છે, પણ તે માત્ર અમુક પ્રકારનો જ ધ્વનિ કાઢી શકે છે. એથી ઉચ્ચ પ્રકારના પ્રાણીઓ જીભ વડે વિવિધ પ્રકારના ધ્વનિનું ઉચ્ચારણ કરી શકે છે. પોપટ વગેરે પક્ષીઓ કંઇક માણસના અવાજને મળતા આવે એવા પ્રકારના ધ્વનિ કાઢી શકે છે. પરંતુ એક મનુષ્ય જ એવું પ્રાણી છે, જે જીભ વડે કોઇ પણ પ્રકારનો ધ્વનિ કાઢી શકે છે. પશુપંખીઓ તેમ કરી શકતાં નથી. માટે જ મનુષ્ય પશુપંખી કરતાં શ્રેષ્ઠ ગણાય છે. એક મનુષ્ય બીજા મનુષ્યને 'કૂતરા, ગદ્ધા, સુવર, હેવાન' વગેરે કહી શકે છે. જનાવરો એકબીજાને 'માણસ, આદમી, ઇન્સાન' વગેરે કહીને ગાળ દઇ શકતાં નથી, એટલે એ માણસ કરતાં ઊતરતા દરજ્જાના ગણાય છે. મનુષ્ય પોતાને શ્રેષ્ઠ કહી શકે છે જીભ વડે; બીજું કોઇ પ્રાણી પોતાને શ્રેષ્ઠ કહી શકતું નથી, એ જ બતાવે છે કે મનુષ્યની શ્રેષ્ઠતા એની જીભને લીધે જ છે.

સમય ને સંજોગોને અનુકૂળ થઇ જવાની જીભની શક્તિ પણ સ્ત્રીના જેટલી જ છે. પિતાના ઘરના વાતાવરણ કરતાં તદ્દન ભિન્ન પ્રકારના વાતાવરણમાં આવેલી નવોઢા નવીન પરિસ્થિતિને અનુકૂળ થઇ જઇ જાણે એ એ જ વાતાવરણમાં નાનપણથી ઊછરી હોય એમ વર્તવા માંડે છે. તે જ પ્રમાણે જીભ પણ સંજોગો બદલાતાં તરત તેને અનુકૂળ થઇ જાય છે. સુધારકો પર તીવ્ર બાણ વર્ષાવતી જીભ સંજોગોમાં ફેરફાર થતાં તરત જ સુધારકની પ્રશંસા કરવા મંડી પડે છે. ઘરને ખૂણે ઉપરિ અમલદારની સખ્ત ઝાટકણી કાઢતી જીભ એ અમલદારના સાનિધ્યમાં એના ગુણગાન ગાવા મંડી પડે છે.

એક ગાડીવાળાએ એક નાના છોકરાને, કંઈક વાંકસર,

તમાચો માર્યો. છોકરો રડતો રડતો પોતાના પિતા પાસે ગયો. એનો પિતા ઉશ્કેરાઈ ગયો. "કોણે માર્યો મારા છોકરાને? એની છાલ ઊખેડી નાખું! જોઉં તો ખરો મારા છોકરાને આંગળી અડકાડવાની હિમ્મત કોણે કરી?" એમ બોલતો એ છોકરાને લઈને આગળ આવ્યો. છોકરાએ ગાડીવાળાને બતાવી કહ્યું: "આણે માર્યો." છ ફુટ ઊંચા ને બસો રતલ વજનવાળા ગાડીવાળાએ આગળ આવી. "હા, મેં માર્યો, શું છે?" કહીને બાંય ચઢાવવા માંડી. છોકરાના પિતાની જીભે બદલાએલો રંગ જોઈ કહ્યું: "બહુ સારું કર્યું, બહુ સારું કર્યું. એ તો એ જ લાગનો છે. એક જ તમાચો શું કામ માર્યો? મારવા'તા ને બેચાર? મારા દેખતાં મારો એક બીજી થાપટ." આ જ પ્રમાણે આપણા બધાની જીભમાં સમયને અનુકૂળ થઈ જવાની શક્તિ રહેલી છે. જેનામાં એ શકિત જેટલી વધારે વિકસિત, તેટલો એ વધારે પ્રતિષ્ઠાસંપન્ન, સમજુ ને શાણો ગણાય છે.

કામિની પેઠે જીભનાં જાદુ ને કામણ પણ અનેરાં છે. એ મોહિનીનાં મોહનાસ્ત્ર ભારે અસરકારક છે. નયનબાણ કરતાં પણ જીહ્વાબાણ વધારે કાતિલ નિવડે છે. ઘણી વાર આપણા અમુક ઓળખીતા પુરુષ પર કોઈ સ્ત્રી ફિદા થઈ જવાનું જાણીએ છીએ ત્યારે આપણને અત્યંત આશ્ચર્ય થાય છે. "એવું એનામાં છે શું? નથી રંગ, નથી રૂપ, નથી મર્દાનગી, નથી પૈસો, નથી, પ્રતિષ્ઠા. એવું તે એ સ્ત્રીએ એનામાં શું જોયું?" એમ સામાન્ય રીતે બધાને લાગે છે. પણ તન, મન કે ધનના વૈભવ વડે નહિ, એણે તો જીભના જાદુથી એ સ્ત્રીનું મન હરી લીધું હોય છે એ આપણે જાણતા હોતા નથી. અભિમન્યુ પર નયનોનાં જાદુ અજમાવી ચૂકેલી ઉત્તરાને જીભનાં જાદુ અજમાવવાનો વધારે અવસર મળ્યો હોત, તો એ વીર પુરુષ બની રણસંગ્રામમાં જઈ

સ્વર્ગવાસી બનવાને બદલે ધીર પુરુષ બની નમૂનેદાર ગૃહસ્થાશ્રમી થયો હોત. ઈશ્વર પણ જીભને વશ થાય છે. માત્ર મનથી નહિ, પણ જીભ વડે સ્તોત્રો આદિ ઈશ્વરપ્રાર્થના કરવી જોઈએ તેનું કારણ પણ આ જ છે. શેષનાગની હજાર જીભને લીધે જ જગત ગતિમાન રહી શક્યું છે ને એના પર શયન કરવાને લીધે જ ઈશ્વર પણ જાગૃત રહી શકે છે.

જેમ દેશદેશની જીભો વિશિષ્ટ પ્રકારની હોય છે, તેમ ભિન્ન-ભિન્ન વ્યક્તિની જીભની ખાસિયત પણ જુદી જુદી જાતની હોય છે. કેટલીક જીભો શ્રોતાના કાનની ઉપાસક હોય છે. આખો વખત સાંભળનારના કાનમાં એ ઘૂમ્યા કરે છે. કેટલીક જીભો આત્મપ્રશંસાની હેલીમાં પોતાને ને સાંભળનારને ડૂબાડી દે છે તો કેટલીક સાંભળનારની ખુશામદમાં જ રચીપચી રહે છે. કેટલીક જીભો સ્ત્રીમુખને જોઈને જ વાચાળ બને છે, અન્યથા મૂક થઈને પડી રહે છે. કેટલીક જીભો બહુવ્રીહિ સમાસની પેઠે અન્યપદપ્રધાન હોય છે, બીજાના જ મનના વિચારની એ વાહક બને છે. કેટલીક જીભો કાતરનું કામ કરે છે. કેટલીક સોયની ગરજ સારે છે, કેટલીક નેતરની સોટીનો ખ્યાલ આપે છે.

જીભને આપણે 'લૂલી' નું અભિધાન આપ્યું છે. પણ એ લૂલી હશે તો યે ઈશ્વરકૃપા પામેલા પંગુના જેવી હશે–આખો ગિરિ ઓળંગી શકે એવી. જગતમાં જે કાંઈ થાય છે—સારૂંનરસું, આનંદકંકાસ, આત્મશ્લાઘા, ખુશામદ, વિવાહ ને વરસી, માંદગી ને તંદુરસ્તી તે સર્વ મોટે ભાગે જીભને લઈને જ થાય છે. સિદ્ધાન્ત તરીકે જીભ પર અંકુશ રાખવાની શક્તિ મનુષ્યમાં છે, પણ ખરી રીતે જોતાં જીભની સત્તા હેઠળ એ દબાઈ જાય છે. સમાજ, ધર્મ ને કાયદાની રૂએ પુરુષ સ્ત્રીનો સ્વામી છે, પણ વસ્તુતઃ એ સ્ત્રીનો ગુલામ હોય તેમ વર્તે છે. એ જ રીતે

જીભ એના તાબામાં રહે છે. એની તંદુરસ્તી, એની નીતિ, એનો વિવેક, એનો ધર્મ, એનું આખું જીવન એની જીભને આધારે જ વિકસે છે કે વણસે છે. મનુષ્ય એટલે જ જીભ.

મને લાગે છે કે ઇશ્વરે આ માનવયંત્ર ઘડયું, પણ કયાં તો એણે બહુ ઉતાવળ કરી હશે કે કયાં તો યંત્ર ઘડવાનો એને ઝાઝો અનુભવ નહિ હોય. થઇ શકે એવી કેટલી યે સગવડ એણે કરી નથી. સ્ક્રૂ મૂકવાને બદલે કેટલીક વસ્તુ એણે એમની એમ જડી દીધી છે. જીભને ધારીએ ત્યારે મોંમાંથી છૂટી કરી શકાય એવી રચના એણે કરી હોત તો કેટલી બધી સગવડ થાત? નાટક, સિનેમા અથવા સભામાં પ્રેક્ષકો ને શ્રોતાઓ પોતાની જીભનો વધારે પડતો ઉપયોગ કરી બીજાને દખલ કરે છે તેને બદલે સૌને પોતાની જીભ બહાર જુદી જુદી ડબ્બીમાં મૂકયા પછી જ સભાસ્થાનમાં દાખલ કરવામાં આવતા હોત તો નાટક, સિનેમા તથા સભા આપણને કેટલાં વધારે આનન્દદાયક લાગત! તેમ જ આખો વખત બોલબોલ કરી કંટાળો આપનાર વ્યક્તિને મળવાનો પ્રસંગ આવતાં એની જીભ અત્યારે એના મોંમાં નથી, પણ ઘી ચોપડીને કબાટમાં સાંચી મૂકી છાંડી છે એમ ખાતરી કરીને, નિર્ભયપણે આપણે મળવા જઇ શકત. કોઇ પર ગુસ્સે થઈ જઇએ, ત્યારે કલહ અને કંકાસના પ્રસંગ ઉપસ્થિત થતાં પહેલાં આપણે મોંમાંથી જીભ બહાર કાઢી ગજવામાં મૂકી દઇ મારામારી ને ગાળાગાળીના પ્રસંગો કેટલી સહેલાઇથી ટાળી શકત? બળવાખોર ભાષણ કરનારાઓને સરકાર કેદમાં પૂરે છે તેને બદલે તેમની જીભ જપ્ત કરી પોતાની સુરક્ષિતતા વધારે સારી રીતે જાળવી શકત. કદાચ કોઇ વાર જીભની અદલાબદલી પણ થઇ જાત, પણ તેમાં કંઈ નુકસાન ન થતાં ઊલટો ફાયદો જ થાત. બાળકના મોંમાં કોઇ વૃદ્ધની જીભ આવતાં એ અનુભવભરી વાણીના

ઉદ્‌ગાર કાઢી શકત. રામનું રટણ કરનારી જીભ ખ્રિસ્તના ઉપાસકના મોંમાં જઇને રહીમને ભજનારી જીભ બ્રાહ્મણના મુખમાં જઇ ચઢી રામ, રહીમ ને ગોડની એકતા આપોઆપ સિદ્ધ કરત. હજી યે ઇશ્વરને આટલો સુધારો કરવાનું સૂઝે તો ખોટું નહિ.

પ્રતિકૂળ સંજોગોમાં પણ આનંદથી શી રીતે કર્તવ્ય બજાવ્યા જવાય એ જીભ આપણને શીખવે છે. આગળ બત્રીસ ભૈયા જેવા મજબૂત દાંત, પાછળ ગળાની ઊંડી ખાઈ, અનેક પ્રકારના ટાઢાઊના, તીખાખારા પદાર્થોનો સતત મારો, સંચલન માટે ઓછામાં ઓછી જગા, સૂર્યનો જરા ય પ્રકાશ ન આવે એવી સાંકડી અંધારી જગામાં લપાઈ રહેવાનું: આવી અનેક પ્રતિકૂળતાઓ છતાં, જીભ આનંદથી નિર્ભયપણે પોતાનું કાર્ય કરી જાય છે. ખાનપાનનો રસાસ્વાદ માણી અંદરનો, ને મન ને હૃદયના વિચારભાવોને વ્યકત કરી બહારનો સંસાર સાચવે છે, અને સુખી થવું હોય તો મનુષ્યે સંસારમાં જલકમલવત્ નહિ પણ મુખજીભવત્ રહેવું એવો સાંભળો તેને ઘેરો ને ગૂઢ બોધ વગરબોલ્યે સંભળાવે છે.



## [ ૨ ]

# કાન

એક વખતે એક સુપ્રસિદ્ધ વક્તાનું સમાજના 'સળગતા પ્રશ્ન' વિષે ભાષણ હતું. સભાના સમય પહેલાં સભાસ્થાન ભરાઈ ગયું હતું. બે બાજુએ છેક છેડા પર એકેક ખુરશી ખાલી હતી. સભાના બે સંભાવિત ગૃહસ્થો છાનામાના બાજુ પર પડેલી એ બે ખુરશી પર બેસી ગયા. હું જ્યારે કાન વિષે વિચાર કરું છું ત્યારે મને એ ગૃહસ્થો યાદ આવે છે. આખી મુખરચના થઈ રહ્યા પછી જાણે કોઇએ પાછળથી કાનને બાજુ પર ચોંટાડી દીધા હોય એમ લાગે છે. મુખમંડળની સામાન્ય રચના સાથે કાનનો જરા યે મેળ મળતો નથી.

કોઈ પણ મનુષ્યની મુખાકૃતિ જ્યારે હું મનોનયન સમક્ષ લાવવા મથું છું, ત્યારે મારા મગજ આગળ તેના મુખનાં ઉપાંગો ખડાં થાય છે; પણ કાનની આકૃતિ ખડી થઇ શકતી નથી. માણસને કાન પણ હોય છે એ વાત જ જાણે મારા મગજમાંથી સરી

જાય છે. મને એકલાને જ આવો અનુભવ થાય છે એમ નથી, પણ સાહિત્ય ને ચિત્રકલા તરફ દૃષ્ટિ નાખતાં પણ બધાને એવો જ અનુભવ થતો હશે એમ લાગે છે. ચિત્રકારો કાનવિહોણા મનુષ્યોનું આલેખન કરે છે એમ વક્તવ્ય નથી, પરંતુ 'કાર્ટુન' જેવા પરિહાસચિત્રોમાં મનુષ્યના અમુક અંગને ખાસ પ્રાધાન્ય આપવામાં આવે છે. કોઈનું નાક, કોઈની આંખ, કોઈના હોઠ ખાસ આગળ પડતું સ્થાન એવા ચિત્રોમાં પ્રાપ્ત કરે છે. તે રીતે કાનનું મહત્ત્વ કોઈ પણ ચિત્રકારની દૃષ્ટિને જણાતું નથી; અને એ એક રીતે યોગ્ય છે. આંખ, નાક, હોઠનો મરોડ વગેરે મનુષ્યને જેવી વિશિષ્ટતા અર્પે છે, તેવી વિશિષ્ટતા સામાન્ય રીતે કાન અર્પી શકતા નથી. એટલે માનવઆકૃતિનો વિચાર કરતાં કાન આપણા મગજમાં અગત્યનું સ્થાન લઈ શકતા નથી.

આપણા સાહિત્યમાં સુંદરીઓનાં વર્ણન વાંચતાં થાકી જઈએ એટલાં બધાં છે. તેમાંયે પ્રેમાનંદ સરખા કવિ સુંદરીના પ્રત્યંગનું વર્ણન જાતજાતના અલંકારો વડે કરે છે. દમયંતીનું મુખ, એનાં આંખ, નાક, અંબોડો, જીભ, હાથ, પગ, વગેરેનું સવિસ્તર વર્ણન આપણે વાંચીએ છીએ, ત્યારે જાણે ખૂબ દોડીને આવ્યા પછી શ્વાસ ચઢી જતો હોય એવો આપણને અનુભવ થાય છે અને તેથી આપણું લક્ષ જતું નથી, કે આ બધું તો ખરું, પણ દમયંતીના કાન ક્યાં? દમયંતીના દરેક અવયવ માટે પ્રેમાનંદને જુદા જુદા ઉપમાન જડે છે, પણ કાનને કશા સાથે સરખાવ્યા નથી. કોઈ એમ કહે કે કાનનું કોઈ ઉપમાન જ નથી, તો એ બચાવ બરાબર નથી. નાક, કાન ને જીભનાં ઉપમાન પ્રેમાનંદને જડી આવ્યાં, તો શું કાનનું જ ઉપમાન એને ન જડ્યું? અને એવો કવિસમય છે કે જેમ જેનું કોઈ નહિ તેનો ઈશ્વરઃ તે રીતે જેનું કોઈ ઉપમાન નહિ તેનું ઉપમાન

કમળ. કમળ સાથે કોઈ પણ વસ્તુને સરખાવી શકાય.

પ્રેમાનંદનું વર્ણન વાંચી દમયંતીને કાન નહોતા કે શું એવો લગભગ આપણને સંદેહ થાય છે—લગભગ એટલા માટે, કે એની આંખનું વર્ણન કરતાં એ કહે છે કે આંખ એવી અણિયાળી ને લાંબી હતી કે તે વડે કાન જાણે વીંધાતા. આમ કાનનો ઉલ્લેખ આવે છે ખરો, પણ તે માત્ર આંખથી વીંધાવા પૂરતો. અને કદાચ કોઈ સ્થળે એણે કાનને સંભાર્યો હશે તોયે ન છૂટકે.

પ્રેમીઓ પણ કોઇ પ્રિયતમના કાન પાછળ ફિદા થઇ ગયા હોય એમ દેખાતું નથી. સુકેશી, સુનયના, સુદંતી, સુસ્તની ઇત્યાદિ શબ્દપ્રયોગ સંસ્કૃત ભાષામાં છે, પણ સુકર્ણી, કે સુકર્ણ કોઇ સ્થળે વાંચવામાં આવતો નથી. રસિક પુરુષો કોઇ મુગ્ધાના નયનબાણે વીંધાય છે, તો કોઇ માનિનીના મોહક હાસ્યે મહાત થાય છે. કોક સુકેશીના અલકલટના અભેદ્ય પાશમાં જકડાય છે, કોઇક કિન્નરકંઠીના અવાજથી ભાન ભૂલે છે. પુરુષનાં હૃદય કોક ગતિવિભ્રમથી, કોક અંગાંગના લાલિત્યથી તો કોક દેહના સૌષ્ઠવ ને સુવર્ણથી સ્ત્રીને ચરણે ઢળી પડે છે. પરંતુ કામિનીના કર્ણથી મંત્રમુગ્ધ બનેલો કોઇ સહૃદય પુરુષ સાહિત્યની તેમજ બ્રહ્માની સૃષ્ટિને હજી સુધી અજાણ્યો છે.

સાહિત્યમાં તેમજ સૃષ્ટિમાં કાનનું મહત્ત્વ આમ ઓછું છે તો તેના વિષે વિચાર કરવાની જરૂર જ શી છે એમ કદાચ કોઇને લાગશે. પણ વસ્તુતઃ કાનનું સ્થાન છેક ગૌણ નથી. આપણી આખી સંસ્કૃતિ, આપણા આચારવિચારની પ્રણાલિકા, આપણી સાહિત્યસમૃદ્ધિ એ સૌ કાનને આભારી છે. શ્રુતિ એ સર્વનું મૂળ છે એ શ્રુતિના બંને અર્થો લેતાં ખરું છે. પ્રભુપ્રેરિત શ્રુતિને જાળવી રાખવા માટે બ્રાહ્મણોએ પોતાની શ્રુતિનો જ ઉપયોગ કર્યો છે. લખવાછાપવાની કળા નહોતી એવા સમયે

પણ શ્રુતિમંત્રોને સાંભળીસાંભળીને તેને સંઘરી રાખવાનું જે અદ્ભુત કાર્ય બ્રાહ્મણોએ સફળ રીતે પાર પાડયું તે તેમના કાનના બળ વડે જ. સ્મૃતિ શ્રુતિને અનુસરે છે તેજ પ્રમાણે આપણી સ્મૃતિ પણ શ્રુતિ પર કેટલેક અંશે અવલંબે છે. બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ માટે શ્રવણ, મનન, નિદિધ્યાસન વિહિત કર્યાં છે તેમાં પણ શ્રવણને પ્રથમ સ્થાન આપ્યું છે. પ્રથમ શ્રુતિ (અથવા દૃષ્ટિ,) પછી તેના સંસ્કાર તથા અનુભવ અને પછી સ્મૃતિ એવો સર્વ પ્રકારના જ્ઞાનનો સ્વાભાવિક ક્રમ છે. વિદ્વાનને આપણે બહુશ્રુત કહીએ છીએ તે પણ કાન ને જ્ઞાનનો સંબંધ દર્શાવે છે.

આંખ અને કાન મગજની પાસે છે. અને એ બંને વડે આપણું મગજ દોરવાય છે. એક જ મનુષ્ય બધી વસ્તુ જોઇ શકે એમ બનવું અસંભવિત છે. આથી પ્રત્યક્ષ જ્ઞાનનો અવકાશ બહુ રહેતો નથી અને તેથી જ શ્રુતિને, શબ્દને, આપ્તવાકયને પણ પ્રમાણમાં ગણ્યું છે. કાવ્યમાંથી ગેયત્વ ઓછું કરવાના આપણે પ્રયાસ કરીએ છીએ. કાન નહિ પણ આંખ દ્વારા જ કાવ્યાનંદનો અનુભવ થઇ શકે એવી રચના કરવા પ્રયત્ન સેવી રહ્યા છીએ, પરંતુ કાવ્યના રસાસ્વાદનો સાચો અનુભવ એકલી આંખ દ્વારા થઇ શકતો નથી. કાવ્ય વાંચતી વેળા પણ મનથી આપણે કાવ્ય ગણગણીએ છીએ ત્યારે જ એના અર્થ સાથે એના પદલાલિત્ય ને 'ડોલન'નો પણ આસ્વાદ લઇ શકાય છે. અને કાવ્યમાં કેવળ અર્થ જ નહિ, પણ 'ડોલન' પણ આવશ્યક છે એ સર્વસંમત વાત છે. જુદી જુદી ઇન્દ્રિયો દ્વારા જુદા જુદા પ્રકારનું જ્ઞાન થાય છે, પરંતુ જ્ઞાનપ્રાપ્તિની ક્રિયામાં બધી ઇન્દ્રિયો કરતાં દૃષ્ટિ ને શ્રુતિ સૌથી વધારે અગત્યનાં છે.

જેમ સંસ્કૃત આલંકારિકોએ કાવ્યના બે વિભાગ પાડયા છે. દૃશ્ય ને શ્રાવ્ય, તેમ આપણે જ્ઞાનના પણ દૃશ્ય ને શ્રાવ્ય

એવા બે વિભાગ પાડી શકીએ. શિલ્પ, ચિત્ર આદિ કેવળ દશ્ય, સંગીત, ભાષણ આદિ કેવળ શ્રાવ્ય, પરંતુ બધા જ્ઞાનવ્યાપારમાં દર્શન ને શ્રવણ બંનેને વિનિયોગ કર્યો હોય તો તેના સંસ્કાર વધારે દૃઢ રીતે બંધાય છે એમ સર્વ શિક્ષણશાસ્ત્રીઓનો અભિપ્રાય છે. મગજની પાસે આંખ, પછી કાન, પછી નાક ને પછી મોં એવો ક્રમ છે, જ્ઞાનના વ્યાપારમાં પણ કાંઈક અંશે એવો જ ક્રમ છે. બાળક પ્રથમ આંખ ને કાનનો ઉપયોગ કરતાં શીખે છે; તે પછી જ એ બોલતાં શીખે છે. ઉત્ક્રાન્તિના ક્રમ જોતાં પણ સૌથી નાના જંતુઓ જોઇ, સાંભળી તેમજ વાસ લઇ શકે છે, પણ ઉત્ક્રાન્તિની અમુક અવસ્થાએ પહોંચ્યા પછી જ તેમનાથી અવાજ કાઢી શકાય છે.

જ્ઞાનવ્યાપારમાં આમ કાન ને આંખને સંબંધ છે તેમ કાન ને જીભને પણ ગાઢ સંબંધ છે, જો કે બંને એકબીજાથી દૂર છે. જીહ્વા વડે શબ્દોચ્ચાર ન થાય તો કાન સાંભળે શું? જન્મથી જે મૂંગા હોય છે તે બહેરા પણ હોય છે. બંનેની પ્રવૃત્તિ ને સ્થિતિ જોતાં સ્ત્રી ને પુરુષ સાથે બંનેને સરખાવી શકાય. જીભ સ્ત્રીની પેઠે નાજુક, નમણી ને સ્નિગ્ધ છે. સ્ત્રી જેમ ઘણુંખરૂં ઘરમાં રહી પ્રવૃત્તિ આદરે છે, તેમ જીભ પણ મુખની અંદર રહીને પોતાનો વ્યાપાર કરે છે. પુરુષની પેઠે કાન બધો બહારનો વ્યવહાર સાચવે છે. સમાજમાં પુરુષ કરતાં સ્ત્રી પર વધારે અંકુશ રાખવો પડે છે, તેમ જીભ પર અંકુશ રાખવો પડે છે, કાન પર અંકુશ રાખી શકાતો નથી. પુરુષો પારકી વાતો ભેગી કરી લાવે છે ને અબળાવર્ગ પોતાના ઘરની વાતો બીજે પ્રસરાવે છે એમ સાચી અથવા જૂઠી રીતે મનાય છે. તે જ રીતે કાન પારકી વાતો ભેગી કરે છે અને જીભ મન ને હૃદયની વાતો ઉઘાડી પાડે છે. પુરુષે મેળવેલો પૈસો જેમ સ્ત્રી ઘણે અંશે ખર્ચે

છે, તેમ કાને સંપાદિત કરેલું જ્ઞાન જીભ જ વ્યક્ત કરે છે. રસોઇ ને રસોડા સાથે પુરુષ કરતાં સ્ત્રીને વધારે સંબંધ છે, તે પ્રમાણે ભોજન ને તેના રસાસ્વાદ સાથે જીભને સંબંધ છે. પુરુષ બહારની ઉપાધિ ને દુઃખો કેટલીક વાર એકલો સહન કરી લે છે ને સ્ત્રીને તેની ખબર પણ પડતી નથી, પરંતુ સ્ત્રીના અને સ્ત્રીને અધીન એવાં ઘરનાં દુઃખે પુરુષોને પણ હેરાન થવું પડે છે, તે રીતે કાનના વ્યાધિથી જીભ અસ્પૃષ્ટ રહે છે, પણ જીભનાં દુઃખ કેટલીક વાર કાનને પણ પીડા કરે છે. ખૂબ તીખું ખવાઇ જાય ત્યારે કાને હાથ દેવા પડે છે અને જીભના નિવાસસ્થાન સમા ગળાના કેટલાક રોગમાં કાનને પીડા ખમવી પડે છે. કુટુંબ વ્યવસ્થામાં પુરુષનું સ્થાન મુખ્ય ને સ્ત્રીનું ગૌણ છતાં, પ્રધાનનો દોર્યો રાજા દોરવાય છે, તેમ સ્ત્રીનો દોર્યો પુરુષ દોરવાય છે. તેજ રીતે ઘણી વાર જીભને--પારકી જીભને–કાન અધીન થઇ રહે છે. સ્ત્રી ને પુરુષ સંસારરથના ચક્ર છે, એ બંને મળીને આખો સંસાર ચલાવે છે. તેજ રીતે કાન ને જીભ વડે પુરુષ પોતાનો સમગ્ર વ્યવહાર સાચવે છે. પારકાની વાતો, તેના અનુભવો, તેની શિખામણો કાન સાંભળે છે ને પોતાની વાતો, અનુભવો ને શિખામણો જીભ વડે બીજાને કહી સંભળાવે છે. આમ શ્રવણ ને કથન વડે સચવાતા આપણા સર્વ વ્યવહારમાં જીભ ને કાનની જુગલ જોડી પ્રધાનપદે બિરાજે છે. કેટલીક ન્યાતોમાં પુરુષની અછત હોય છે ને કન્યા ઘણી વધારે હોય છે, તેમ દુનિયામાં કહેનારા વધારે ને સાંભળનારા ઓછા હોય છે. કાન કરતાં જીભ વધારે પ્રમાણમાં હોય એમ કેટલીક વાર લાગે છે. वक्ता दशसहस्रेषु दाता भवति वा न वा એ પ્રસિદ્ધ શ્લોકમાં જરા ફેર કરી એક વિદ્વાન શાસ્ત્રીએ એક વેળા કહ્યું હતું, वक्ता दशसहस्रेषु श्रोता भवति वा न वा (દસ હજારમાં માણ-

સમાં એક સારો વક્તા થાય, પણ શ્રોતા તો મળે ત્યારે ખરો.) 'કહેવાનું તો અત્યન્તમ્ છે, પણ શ્રોતાનો અભાવ છે.'–એવા ભદ્રંભદ્રના અનુભવમાં ઘણા મનુષ્યો પોતાના અનુભવનું પણ દર્શન કરી શકે એમ છે.

જ્ઞાનની પ્રાપ્તિ માટે શ્રવણ કરવાની ઘણી આવશ્યકતા છે. શ્રવણ કરવા માટે શ્રવણેન્દ્રિયની જરૂર છે એ ખરું, પણ કાનને બદલે માત્ર બે કાણાં હોત તો ન ચાલતે? આવા બેડોળ આકૃતિવાળા કાનની શી જરૂર છે એમ મને ઘણી વાર લાગે છે. કીડી, મંકોડી, ઇયળ આદિ જંતુઓ તેમજ સર્પ વગેરેને આપણા જેવા કાન નથી હોતા, પણ તે બહારના ધ્વનિનું શ્રવણ કરી શકે છે. સાપ તો આંખથી સાંભળે છે એમ મનાય છે. આથી તેને ચક્ષુઃશ્રવા પણ કહે છે. એક સામાન્ય લોકોક્તિ છે કે 'મીંડાં તેનાં ઈંડાં, ને કાન તેના વાન' અર્થાત્ જે જે જંતુ, પ્રાણી વગેરેને કાનને સ્થાને મીંડા જેવું હોય છે તે ઈંડાં મૂકે છે ને જેને કાન હોય છે તે ઈંડાં મૂકતા નથી. કાનને ને ઈંડાંને શો સંબંધ છે તે પ્રાણિશાસ્ત્રવિશારદો જાણે, પણ એ ઉક્તિ સાચી હોય તો આવી આકૃતિ હોવા છતાં પણ કાન આપણને છે તે ઠીક જ છે એમ લાગે છે–જો કે એ રીતે જોતાં પણ પુરુષોને કાનને બદલે મીંડા જેવું જ હોત ને સ્ત્રીઓને જ કાન આપ્યા હોત તો ચાલતે એમ કહી શકાય.

સાંભળવા માટે આવા કાનની કંઈ જરૂર નથી, પરંતુ આપણે તેના બીજા અનેક ઉપયોગ કરી શકીએ છીએ. ઘરેણાં પહેરવા માટે સ્ત્રીઓ કાનને કામમાં લે છે, ચશ્માની દાંડી ભેરવવા માટે કાન કામ લાગે છે, પણ તે સિવાય સૌથી વધારે તો કાન પકડવા માટે બહુ સહેલા થઇ પડે છે. મારામારીને પ્રસંગે કાન પકડવાની જેટલી ફાવટ આવે છે, તેટલી ફાવટ બીજી

કોઈ રીતે આવી શકતી નથી. અને મૂળ આગળથી કાન સજડ ઝલાય તો ગમે તેવો બળવાન પુરુષ પણ એક વાર ઢીલો થઇ જાય છે, ગાય, ગોધા વગેરેને કેટલાક શિંગડાથી પકડવા જાય છે. અને તેમ કરતાં તેને એ જનાવર બહુ સહેલાઇથી ઉથલાવી પાડે છે; પણ તેને બદલે જો એવા પ્રાણીને કાન વડે પકડે તો તે કાબૂમાં આવી જાય છે, એમ જાણકારો કહે છે. આમાં સત્યાસત્ય કેટલું છે તે કહેવું મુશ્કેલ છે, કારણ કે એનો પ્રયોગ કરવો બહુ સલામત નથી અને સ્વાનુભવને આધારે કહેનારા ઓછા છે, પણ એટલું તો ખરૂં કે કાન પકડવામાં કંઇ રહસ્ય રહેલું હોવું જોઇએ. શિક્ષા કરતાં શિક્ષક અથવા વડીલ બાળક કને કાન પકડાવે છે. આપણે ભૂલ કરી હોય ત્યારે તેની કબૂલત કરતાં કાન પકડીએ છીએ–અથવા 'કાન પકડું છું' એમ કહીએ છીએ. કાન 'હુક'ની પેઠે તરત હાથમાં આવી જાય એવા છે, માટે કાન પકડવાની અથવા એમ કહેવાની પ્રથા ચાલુ થઈ એવો ખુલાસો સંતોષકારક લાગતો નથી. કાન પકડાય તેમાં કોઈ જાતની લઘુતા છે એમ લાગે છે. ગાલ પર તમાચો પડે તો ખમી શકાય છે, પણ કાન પર કે તેની પાસે તમાચો લાગે તો લગભગ તંમર આવી જાય છે એવો અનુભવ ઘણા તમાચો ખાનારાઓને થયો હશે. એ ઉપરથી આપણે કલ્પી શકીએ કે કાન આગળની નસોને મગજ સાથે ઘણો સીધો સંબંધ હશે અને તેથી જ કાન પકડવામાં મગજની નિર્બળતા અથવા દોષનું લક્ષણાવૃત્તિથી ભાન થતું હશે. એ ઉપરાંત કાનના બીજા ઉપયોગ છે. પશુઓ કાન હલાવીને માખી ઉરાડી શકે છે, તેમ કાન ઊભા કરીને અમુક ભાવ વ્યક્ત કરી શકે છે. આપણે કાન પરનો કાબૂ ગુમાવ્યો છે એટલે આપણાથી તેમ થઇ શકતું નથી, એ બહુ ખેદકારક છે. ગણગણ કરતાં મચ્છરો પાસે આવે ત્યારે

કાન હલાવીને એને ઉરાડી શકાતા હોત તો કેટલું સારૂં?

આપણી સર્વ ઇન્દ્રિયોમાં કાન ને નાક બિચારાં બહુ પર-વશ છે. આપણે બોલવું ન હોય ત્યારે જીહ્વાનો વ્યાપાર બંધ રાખી શકીએ છીએ, હાથ ન હલાવવા હોય તો હાથને નિષ્ક્રિય રાખી શકીએ છીએ, ચાલવું ન હોય ત્યારે પગને આરામ લેવા દઇએ છીએ, જોવું ન હોય ત્યારે આંખ મીંચી શકીએ; પરંતુ ગમે તેવી ગંદી વાસ હોય તો પણ આપણે નાકને એનું કાર્ય કરતાં અટકાવી શકતા નથી: તેમજ કોઇ આપણને ગાળ દેતું હોય અથવા કલાકોથી કોઈ જખાંબાજી ચલાવી આપણા કાનમાં પરાણે એની જીભ ફેરવી રહ્યો હોય ત્યારે કાનને આપણે બંધ કરી શકતા નથી. ઇચ્છાએ—અનિચ્છાએ પણ આપણે કાન પર જે જે પડે તે તે સર્વ સાંભળવું જ પડે છે.

'એક કાને સાંભળી બીજે કાનેથી કાઢી નાંખવું' એમ આપણે કહીએ છીએ, પણ એ વસ્તુ શકય નથી. એથી ઊલટું બંને કાને સાંભળીને આપણે ઘણી વાર મોં વડે તે બહાર કાઢી નાંખીએ છીએ. પોતાની કોઇ ખાનગી વાત ન હોય, અને ખાસ કરીને બીજાએ 'આ વાત ખાનગી રાખજે' એમ આગ્રહથી જણાવ્યું હોય ત્યારે ઘણા મનુષ્યો બંને કાનેથી એ વાત સાંભળી તર-તજ ત્રીજા કોઇ મનુષ્ય આગળ મોં વડે તે વાત બહાર કાઢી નાંખે છે. એક કાને સાંભળેલું બારોબાર બીજા કાન દ્વારા કાઢી શકાતું હોત તો બીજાઓની ઘણી અનિષ્ટ અસરથી આપણે મુકત રહી શકત. પરંતુ કાને સાંભળવામાં આવે તેની અસર મગજ પર કંઈ ને કંઈ પણ થયા વગર રહેતી નથી. 'ચન્દ્રકાન્ત'માં તસ્કરની વાત છે કે કોઇ પણ હરિકથા કે એવું કંઈ જ્યાં ચાલતું હોય ત્યાં જવું નહિ ને ભૂલેચૂકે જવાય તો એક શબ્દ પણ સાંભળવો નહિ એવી પિતાની આજ્ઞા ને એ

આજ્ઞાનુપાલનની તીવ્ર ઉત્કંઠા છતાં, જ્યારે કોઈક કથાકારનું એક વાક્ય એને કાને પરાણે પડી જાય છે, ત્યારે તેની અસર એનાથી ભૂલી શકાતી નથી અને તેને જ લીધે એના જીવનનું પરિવર્તન થઇ જાય છે.

નાના સરખા કાનખજૂરા રાત્રે ઊંઘતા હોઇએ ત્યારે કાનમાં પેસી જાય છે ને પછી ત્યાંથી મગજમાં જાય છે. ત્યાં એને બચ્ચાં પણ થાય છે તે બધાં મળી માણસનું મગજ કોરી ખાય છે એવી કિંવદન્તી છે. એ વાતમાં, આપણા સદ્‌ભાગ્યે, કંઇ પણ સત્ય હોય એમ લાગતું નથી; પરંતુ એને આપણે રૂપક તરીકે ઘટાવી શકીએ. સો પગે ચાલનારા કાનખજૂરા સમા સો યુક્તિ વડે ચાલનારા દુષ્ટ પુરુષો પ્રથમ મનુષ્યના કાનમાં દાખલ થાય છે, અર્થાત્ કંઈ કંઇ પ્રલોભનવાક્યો વડે આપણને લલચાવે છે, ત્યાંથી એ તેના મગજમાં જાય છે. તેના મગજનો કબજો લઇ પછી જુદી જુદી વાસના વડે એ વિચારનું મગજ ખવાઈ જાય છે. પરપ્રત્યયનેયબુદ્ધિ આમ વિનાશ પામે છે.

અંગ્રેજી To lead by the nose (નાક પકડીને દોરવવું) એવો વાક્યપ્રયોગ થાય છે, પણ વસ્તુસ્થિતિ જોતાં એ યથાર્થ નથી. સામાન્ય રીતે નાક પકડવું ફાવે એવું હોતું નથી. સાસુ લગ્ન સમયે જમાઇનું નાક પકડે છે, પણ તેનાથી એ ઝાલી રખાતું નથી. બહુ જ ઓછા માણસોના નાક લાંબા ને પકડી શકાય એવા હોય છે એટલે નાક પકડીને કોઇને દોરી શકાય નહિ. રૂપક તરીકે એને ઘટાવીએ તો યે એ બરાબર નથી. નાકનો દોર્યો કોઇ દોરાતો નથી. સરસ અત્તર સુંઘાડીને પણ કોઇને વશ કરી શકાતો નથી. સુવાસને લીધે ભ્રમરો અથવા કસ્તૂરીમૃગો ગાંડા થઈ ભમતા હશે, મનુષ્યો તો એમ નથી કરતા. પરંતુ કાન પકડીને તો માણસને દોરી શકાય છે. વાચ્યા-

ર્થની દૃષ્ટિએ કે પછી રૂપક તરીકે બંને રીતે એ શક્ય છે. શક્ય છે એટલું જ નહિ, પણ ઘણી વાર એમ બને પણ છે.

આપણે મૂર્ખ મનુષ્યને લાંબા કાનવાળા કહીએ છીએ, પણ લાંબા કાનવાળા હંમેશ મૂર્ખ હોતા નથી. ગધેડાના કાન લાંબા હોય છે, ગધેડો મૂર્ખાઈના ઉપમાન તરીકે ગણાય છે માટે લાંબા કાનવાળા મૂર્ખા એ ફલિત થઇ શકે નહિ. લાંબા ને આગળ ધસી આવતા કાન કરતાં ટૂંકા ને પાછળ ઢળતા કાન સારા લાગે છે, પણ તેથી લાંબા કાનવાળાના મગજમાં કંઇ વાંધો હશે એમ કહી શકાય નહિ. ખરું જોતાં ગધેડો પણ આપણે માનીએ છીએ તેટલો મૂર્ખ હોતો નથી. ટૂંકા લાંબા કાનને બદલે આપણે કાચાપાકા કાનના વિભાગ પાડીએ તો તે બરાબર છે. બીજાનું બધું સાંભળવાને ને સાંભળીને તે સાચું માનવાને આતુર એવા મનુષ્યો કાચા કાનના કહી શકાય. કાન દ્વારા આવેલી બધી વાતને સાચી ન માનતાં બુદ્ધિથી, અનુભવથી અથવા બીજી રીતે તેના સત્યાસત્યની પરીક્ષા કરી જુએ તે પાકા કાનનો મનુષ્ય. એક રીતે જોતાં બધા જ મનુષ્યો કોઇક સમયે તો કાચા કાનના બને છે. ગમે તેવો બુદ્ધિપરાયણ મનુષ્ય પણ વારંવાર એકની એક વાત સાંભળે તો આખરે તે એ વાત, વધારે વિચાર કર્યા સિવાય, માનતો થાય છે. અમુક માણસ દુષ્ટ છે, લુચ્ચો છે અથવા અવિશ્વાસુ છે એમ આપણને અનેક વાર કહેવામાં આવે તો આપણે આખરે તે વાત માનતા થઇએ છીએ. કોઈ કાર્ય કરવું આપણને ગમતું ન હોય તો પણ વારંવાર તે કાર્ય કરવા માટે સૂચન કર્યાં કરવામાં આવે ત્યારે આખરે કંટાળીને પણ આપણે તે કાર્ય છેક આપણા સિદ્ધાંતથી વિરુદ્ધનું ન હોય તો, કરી છૂટીએ છીએ. આમ કાન પકડીને જનાવરો જ વશ કરી શકાતા નથી, મનુષ્ય પણ કરી શકાય.

છે. એક વિચારકે બધા જાદુમાં જીભના જાદુને સર્વશ્રેષ્ઠ કહ્યો છે. ખરૂં જોતાં એ જીભના જાદુનું જોર આપણા કાનની નિર્બળતા પર જ અવલંબે છે. ઘણી વાર અશ્રદ્ધા, અવિશ્વાસ, કલહ, કંકાસ વગેરે કાનની નિર્બળતાને લીધે જ જન્મે છે.

જગતના બાહ્ય પદાર્થ તરફથી ઇન્દ્રિયોને પરાઙ્મુખ કરી અંતર્મુખ વૃત્તિ રાખવી એ પરમ સુખનો માર્ગ છે. એ વાત ખરી છે કે નહિ તે અનુભવીઓ જાણે પરંતુ નિદ્રાકાલે તો ઇન્દ્રિયો બાહ્ય પદાર્થોથી આકર્ષાય એ નિદ્રોત્સુક વ્યક્તિને જરા ગમતું નથી એ સર્વના અનુભવની વાત છે. પરંતુ આવી અંતર્મુખ વૃત્તિ કરવામાં કાન મહા અંતરાયરૂપ નીવડે છે. વાંચતી વેળા કે લખતી વખતે કોઇ અવાજ થાય કે બીજાં કોઈ વાત કરતાં હોય ત્યારે કાન એ સાંભળીને આપણી એકાગ્રતામાં વિક્ષેપ નાખે છે. રાતે ઊંઘવાની તૈયારીમાં હોઇએ તે વેળા બીજી બધી ઇન્દ્રિયોના વ્યાપાર શિથિલ થઇ જાય છે, પણ કોણ જાણે કેમ કાન થોડે ઘણે અંશે પણ જાગ્રત રહે છે. શેરીમાં દૂર કૂતરા ભસે કે મચ્છરની સેના 'દીન દીન' કે 'હર હર મહાદેવ'ના પોકાર કરતી આપણા પર તૂટી પડે એટલે આપણે તરત જાગ્રત થઇ જઇએ છીએ. ઊંઘતા મનુષ્યના નાક આગળથી હજારો ફુલોની સુવાસ કે સુરતના સમગ્ર ખાળકૂવાની બદબો પસાર થઇ જાય, એની આંખ આગળ ગમે તેવા સુસુંદર કે વિરૂપ દૃશ્યો આવી જાય તોપણ એ જાગે નહિ. પણ કાન આગળ જરા મોટેથી કે કર્કશ અવાજ થતાં એ જાગ્રત થઇ જાય છે. આમ ઊંઘતા માણસનો બહારની જાગતી દુનિયા સાથેનો સંબંધ એના કાન વડે જ સચવાઈ રહે છે. બીજી બધી ઇન્દ્રિયોની પેઠે નિદ્રા સમયે કાનના વ્યાપાર પણ બંધ થઇ જતા હોત તો એને અડધી ઊંઘે જગાડવાની જરૂર હોય ત્યારે એને જગાડવો શી

રીતે એ બહુ મોટો પ્રશ્ન થઇ પડત. નાટકસિનેમા જોઇને કે સંગીતમહેફિલમાંથી મોડી રાતે પાછા આવીએ ને ઘરમાં સૌ બારણાં બંધ કરી સૂઈ ગયા હોય ત્યારે બૂમ પાડીને તેને જગાડવાના સૌ પ્રયત્ન નિષ્ફળ જતાં, બહાર ઓટલા પર રાત્રિ ગાળવાની દુઃખદાયક ફરજ આપણે માથે નથી આવી પડતી તે બદલ, આપણે મનુષ્ય ઊંઘતો હોય ત્યારે પણ જાગ્રત રહેનારા કાનનો જ આભાર માનવો ઘટે. આમ કોઇક વાર કાન, આપણી ઇચ્છા ઉપરાંત પણ બહારના જગત સાથે સંબંધ રાખે છે, તે લાભદાયક થઇ પણ પડતું હશે, પરંતુ ઘણી વાર તો એને લીધે પીડા જ થાય છે. આપણે એકાગ્રતાપૂર્વક કંઇ પણ કામ કરવા માંગતા હોઇએ ત્યારે કાન એમાં અંતરાયરૂપ થઇ પડે છે. કટુ વચનો, મિથ્યા નિંદા, અસત્ય ભાષણ વગેરેની પરંપરા કાન દ્વારા જ આપણા મગજ પર મારો ચલાવી શકે છે. બહારની ઘણી રજ આપણા શરીર પર ભેગી થાય છે પણ કાનમાં તો એ સૌથી વધારે પ્રવેશ કરે છે. પૃથ્વીના કચરો સૌથી વધારે કાનમાં દાખલ થાય છે. આંખમાં રજ જાય છે, પણ આંખ તો આપણે ધારીએ ત્યારે મીંચી શકીએ એમ હોવાથી ક્વચિત જ તેમ બને છે. નાકનાં છિદ્ર હંમેશ ખુલ્લાં રહેવાને લીધે એમાં આંખ કરતાં વધારે કચરો ભરાય છે; પણ નાકનાં છિદ્રની રચના એવી છે કે તેમાં ધૂળથી બહુ સહેલાઇથી પ્રવેશ કરી શકાતો નથી. પરંતુ કાનનાં છિદ્રમાં તેમજ આજુબાજુ પણ બહુ સહેલાઇથી ધૂળ ભરાઇને રહી શકે છે. એજ રીતે પાર્થિવ ને રાજસ એવો અનેક પ્રકારનો જગતનો કચરો આપણા મનને મલિન બનાવે તે કાન દ્વારા પ્રવેશ કરીને જ.

ઇશ્વરે કાન આપ્યા છે તો તેનાં ઢાંકણાં પણ સાથે સાથે આપ્યાં હોત તો શું ખોટું? ન સાંભળવાનું સાંભળવું પડે એવે

પ્રસંગે, ઊંઘતી વેળા, તેમજ કોઈ આત્મપ્રશંસક કલાકોના કલાકો સુધી આત્મપ્રશંસાનો વાણીધોધ આપણા કાન પર રેડી રહ્યો હોય ત્યારે આપણે નિરાંતે કાનનાં ઢાંકણાં ઢાંકી શકતે. જમવા બેઠા હોઈએ ત્યારે બારણા આગળ ઊભા રહી ભીખારીઓ બૂમ પાડી પાડી આપણને પજવે છે તેવા પ્રસંગે આપણે બારણાંની સાથે સાથે કાનનાં કમાડ પણ વાસી શકતે. યોગિજનોને પણ જગત સાથેનો સંબંધ ઓછો કરવો, કાનને બંધ કર્યા પછી, વધારે સુલભ થઈ શકતે અને ઉનાળામાં રસ્તાની ધૂળને તેમજ નહાતી વેળા પાણીને કાનમાં પ્રવેશ કરતાં પણ સર્વ કોઈથી અટકાવી શકાતે. ઇશ્વરને એના કોઈ ભકતે કહેવું જોઈએ કે: 'ભલા, કાન કર્યા તો એને ઢાંકવાના પડદા કાં ન કર્યા?'



[ 3 ]

# છત્રી



થોડા સમય પર મને એક મિત્ર રસ્તામાં અચાનક મળી ગયા. પ્રિયજનને સ્મશાન પહોંચાડીને જાણે પાછા ફર્યા હોય એવું એમનું મુખ જણાતું હતું. મેં પૂછ્યું: "કેમ, આમ કેમ?"

"શું?" એમણે પ્રતિપ્રશ્ન કર્યો.

"તમારા પર જાણે કોઇ ભારે દુઃખ પડ્યું હોય એમ તમારા મોં પરથી લાગે છે."

"ખરી વાત છે."

"ઓહ સોરી! (દિલગીર છું) શું બન્યું છે? હરકત ન હોય તો કહેશો. કોઇક પ્રિયજનને ગુમાવ્યું હોય એવું લાગે છે."

"હા હા, એવું જ છે કંઇક."

"કોઇક બહુ પાસેનું છે?" મેં બને એટલા ગંભીર થવાનો પ્રયત્ન કરી પૂછ્યું.

"હા, બહુ પાસેનું. હંમેશ મારી પાસે જ રહેતી. મને એના વગર ઘડી ચાલતું નહિ."

એમનાં પત્ની ગુજરી ગયાં છે એમ મને લાગ્યું. "ત્યારે તો તમે ખરેખર દુઃખી થઇ ગયા!" મેં કહ્યું.

"દુઃખી નહિ તો બીજું શું? પોતે તાપતડકો ખમતી ને મને ઠંડક આપતી મારા ઘરની શોભારૂપ હતી-મારી હાથલાકડી જેવી હતી. હવે એ જતી રહી એટલે મને એવું એકલું એકલું લાગે છે!"

'ખરેખર, આટલી ઉંમરે ઘરભંગ થાય એ બહુ ખેદકારક છે."

"ઘરભંગ?"

"કેમ-તમારાં-છે તે-તમારાં પત્ની કેની?" મેં કંઇક અકળાયું છે સમજી પૂછ્યું.

"મારી પત્ની?"

"હું તો એમ સમજ્યો."

"નારે! મારી પત્નીને શી ધાડ આવતી'તી? એ બેઠી ઘરમાં."

"ત્યારે?"

"એ તો મારી છત્રી આજ આઠ દિવસથી ખોવાઈ ગઇ છે તેની વાત કરતો'તો."

"છત્રી! છત્રી ખોવાઇ તેમાં આટલા દિલગીર થઇ ગયા? એમાં શું? બીજી ખરીદો."

"અરે ભાઇ! તમે જાણતા નથી. બીજી તો ખરીદાય, પણ ગઇ તે કંઇ આવવાની હતી? એમ તો બૈરી પણ કયાં બીજી નથી મળતી? પણ મને એ જ છત્રી ગમી ગઈ હતી. હવે એનાથી સારી મળે તો યે જીવને ચેન નહિ પડે."

આપણે ઘણી વાર પૈસા સિવાયની જડ વસ્તુઓને હલકી માની લઇએ છીએ; પણ કેટલીક જડ વસ્તુઓ આપણને સ્વજન જેવી થઇ પડે છે. છત્રી જતી રહ્યાથી સ્ત્રી મૃત્યુ પામી હોય એવો ખેદ સાધારણ રીતે ભાગ્યેજ કોઇને થાય છે. પણ મારા

ઉપર્યુક્ત મિત્ર જેવા કોક એવા પણ હશે જેમને સ્ત્રી કરતાં યે છત્રી વધારે પ્રિય હોય, એટલું જ નહિ, પણ અમુક ઇષ્ટ કન્યા ન મળતાં અથવા મળેલી મૃત્યુ પામતાં જેમ ઘણાં 'પ્રેમી'-ઓનું 'દિલ' બીજી પર ચોંટી શકતું નથી, તેમ એવા છત્રી-પ્રેમીઓ પણ હોય છે જેનું હૃદય એક જ છત્રીને ચાહી શકે છે.

સામાન્ય રીતે છત્રીઓ એકસરખી લાગે છે, પણ દરેક છત્રીનું વ્યક્તિત્વ નિરાળું હોય છે. સંસ્કૃત આલંકારિકોએ પાડેલા નાયિકાભેદના લગભગ બધા જ દૃષ્ટાન્તો છત્રી પૂરાં પાડે છે. પરકીયા તરફની રતિથી રસોત્પત્તિ થતી નથી, પણ રસાભાસ માત્ર થાય છે એમ આલંકારિકો કહે છે; પરંતુ છત્રીની બાબતમાં તો મનુષ્યો ઘણું ખરૂં પરકીયા તરફ જ વધારે પ્રીતિ દર્શાવતા હોય છે. કેટલાકને સ્વકીયા વધારે વહાલી હોય છે એ ખરૂં, પણ પરકીયાનું હરણ કરી જતાં એ ખંચાતા નથી.

ચંપલ, ચોપડી ને છત્રીની બાબતમાં સામાન્ય રીતે ઉચ્ચ પ્રકારના ચારિત્ર્યવાળા માણસોની પણ નીતિની ભાવના જરા શિથિલ થઈ જાય છે. બીજા પાસેથી વાંચવા આણેલી ચોપડી તેને પાછી પહોંચાડવી જ જોઇએ એમ માનનારા —ને ખાસ કરીને એ મંતવ્યને અમલમાં મૂકનારા— વિરલ હોય છે. ચંપલ ને છત્રી કોઈ પાસેથી માંગી લાવવાની જરૂર પડતી નથી, પણ મેળાવડો, સભા કે એવા સ્થાનમાં, જાણે ભૂલથી જ હોય એમ, પોતાની ચંપલ કે છત્રીને બદલે પારકી ઉપાડી લઈ ચાલ્યા જવું એ સહેલું થઈ પડે છે. ઘણી વાર અજાણ્યે, ખરેખરી ભૂલને લીધે પણ આમ બને છે; પણ જો બદલાએલી ચંપલ કે છત્રી વધારે સારી હોય તો 'કંઈ નહિ, એને બદલે હું મારી મૂકી આવ્યો છું ને' એમ કરીને ગમે એવો પ્રામાણિક મનુષ્ય પણ પોતાને છેતરે છે. ગાર્ડિનરે

આ પ્રકારની મનોવૃત્તિને 'અમ્બ્રેલા—કોન્શ્યંસ' નામ આપ્યું છે અને એ પ્રકારની વૃત્તિ, આપણા દેશ પેઠે, ઈંગ્લંડમાં પણ કેટલી બધી વ્યાપક છે તે એણે બહુ સચોટ રીતે દર્શાવ્યું છે. હું પોતે આ પ્રમાણે કેટલી યે છત્રી ઉપાડી લાવ્યો છું–મારી સારી છત્રી ગુમાવી પણ આવ્યો છું. હમણાં પણ મારી કને જે છત્રી છે—ના, છે નહિ પણ હતી, કારણ કે થોડા દિવસ પર જ હું એને ક્યાંક ભૂલી આવ્યો છું ને મારી વાટ જોતી પ્રોષિતભર્તૃકા જેવી અત્યારે પણ એ ત્યાં જ હશે–એ છત્રી આ વર્ષ દરમ્યાન બદલાએલી આઠમી છે. એના ગયાનો મને બહુ શોક થતો નથી, કારણ કે એ મેં નહોતી બદલી લીધી, પણ મારા કરતાં કોઇ વધારે ચતુર માણસે મારી સારી છત્રી ઉપાડી તેના બદલામાં એને મૂકી ગયો હતો ને મારે પરાણે તેનો સ્વીકાર કરવો પડ્યો હતો. એના પહેલાંની મારી છત્રી ઘણી સુંદર હતી—પણ ખરૂં જોતાં તે મારી નહોતી—એના પર કોઇ બીજાનું નામ પણ હતું, પણ તે હું મારી એ પહેલાંની જૂની છત્રીને બદલે કોઇક સ્થળેથી ઉપાડી લાવ્યો હતો.

'સ્ત્રી રહે તો આપથી ને જાય તો સગા બાપથી' એ લોકોક્તિ જેટલી સ્ત્રીને લાગુ પડે છે, તેટલી છત્રીને પણ પડે છે. પતિનું નામ ધારણ કરનારી સ્ત્રીઓ ને છત્રીઓ બંનેના હરણ ઘણી વાર થાય છે. તેમ કેટલીક વાર એમ પણ બને છે. કે પતિથી છૂટા થવાની ગમે એટલી ઇચ્છા છતાં તેનો ત્યાગ તેનાથી થઇ શકતો નથી.

એવી એક પતિપરાયણા છત્રી મારે નસીબે આવી હતી. આજે એ છત્રી હયાત નથી એટલે કહી શકું છું કે મને એ જરા ગમતી નહોતી. એને સાથે લઇને બહાર નીકળતાં મને શરમ લાગતી. સભ્ય સમાજમાં ફરવા જેવું એનું રૂપ નહોતું.

એની ઉપરનું ગુણપાટ જેવું જાડું ખાદીનું કપડું વરસાદથી પલળી પલળી કાળા હાથાના રંગથી રંગાઇ ચિત્રવર્ણું બની ગયું હતું. એનો હાથો સૂજીને ફૂલી ગયો હતો. કંમરમાંથી મરડાઇ ગઈ હોય એમ એ વાંકી થઈ ગઇ હતી અને અનેક વંદાઓ એના પર પોતાની નિશાની મૂકી ગયા હતા.

એ છત્રીને દૂર કરવાના મેં બને એટલા પ્રયત્ન કર્યા. કોઇને ઘેર જતો, ત્યાં એ છત્રી મૂકીને આવતો. એ સદ્‌ગૃહસ્થ બીજે દિવસે કોઇક માણસ મારફત પાછી મોકલાવતા. મેં એને બદલી જોવાના પ્રયત્ન કર્યા, પણ જ્યારે જ્યારે એ છત્રીને બદલે હું એની જોડેનીને ઊંચકતો ત્યારે ત્યારે હંમેશાં એ બીજી છત્રીના માલીકની નજર અચાનક મારા તરફ પડતી ને એ કહેતો: 'અરે! એ તો મારી છત્રી છે' ને હું 'ભૂલ થઇ ગઇ હોં, માફ કરજો' કહીને વીલે મુખે પાછી મૂકી દેતો. એક વખત તો હું એ જર્જરિત છત્રીને બદલે કોઇકની નવી છત્રી ઉપાડીને ઘર સૂધી આવી પહોંચ્યો હતો, પણ ઘરમાં પ્રવેશ કરૂં તે પહેલાં એ છત્રીના માલીક દોડતા મારી પાછળ આવી પહોંચ્યા ને મારી ભૂલ બતાવી મને મારી જૂની છત્રી પાછી સોંપી પોતાની નવી પાછી લઇ ગયા. છેવટે મેં ચાલતી ટ્રામમાંથી છત્રીને ફેંકી દીધી; પણ રસ્તે ચાલતા કોઈ પરગજુ માણસની દૃષ્ટિએ પડવાથી એણે છત્રી લઇ ટ્રામ સાથે દોડવાની હરીફાઇમાં ઊતરી હાંફતાં હાફતાં બારીમાંથી મને એ છત્રી પાછી સહીસલામત પહોંચાડી. એનું જ્યારે કુદરતી રીતે મોત થયું, ત્યારે જ એણે મારો ત્યાગ કર્યો. આવી સ્નેહાળ અને પતિપરાયણા છત્રીને છેહ દેવાના મારા પ્રયત્નો આજે સંભારૂં છું ત્યારે મને ખરેખર દુ:ખ થાય છે. આટલી મમતા ત્યાર પછી—કે ત્યારે પહેલાં પણ—મારા તરફ કોઇ છત્રીએ બતાવી નથી. જ્યાં હોય ત્યાં ઇશ્વર

તેના આત્માને પરમ શાન્તિ આપે !

સ્વકીયા ને પરકીયા છત્રી પેઠે સામાન્યા પણ હોય છે. પૈસા બચાવવાની દુઃસાધ્ય કલામાં અતીવ નિપુણ એવા મારા એક ઓળખીતા ગૃહસ્થને ત્યાં દશ માણસ વચ્ચે એક જ છત્રી રાખવાનો રિવાજ છે. વરસાદ પડતો હોય તો જેને સૌથી વધારે જરૂરનું કામ હોય તે પહેલો જઇ પાછો આવે, ત્યાં સુધી બધાં ઘરમાં બેસી રહે. બહુ થાય તો એક છત્રીમાં બે જાય; પણ એક સાથે એકથી વધારે છત્રી ઘરમાં કદી પણ હોવી ન જોઇએ એવો એમનો કડક નિયમ છે.

કેટલીક છત્રીઓ બહુ શરમાળ હોય છે. એના નાજુક હાથાને અડકો એટલે એનું આખું શરીર કંપી ઉઠે. કેટલીક કુપિતા નાયિકા જેવી હોય છે. મારે એવી એક કુપિતા જોડે પાનું પડયું હતું. કંઇ પણ કારણ હોય કે ન હોય પણ એ હંમેશાં ખીજવાએલી જ રહેતી. હું એને ગમે એટલું સમજાવું, પટાવું પણ એ કદી દિલ ખોલે જ નહિ. વરસાદ પડવા માંડે ને હું એને ઉઘાડવા જાઉં તો એ છણકો કરીને મારા હાથમાંથી સરી જાય. કદાચ ઉઘડે તો થોડી વારમાં અચાનક પોતાની મેળે બંધ થઈ જાય ને મારા માથા પર પ્રહાર કરે. આખરે અકળાઇને મેં એ મારા ઘાટીને ભેટ આપી દીધી. ઘાટી જોડે થોડો વખત એ સીધી ચાલી ને પછી તો ઘાટી પણ એનાથી અકળાયો ને મને પાછી આપી ગયો. અંતે મેં કોઇ જળસંકટ-નિવારણના ફંડમાં એ છત્રી પધરાવી દીધી.

કેટલીક આરંભમાં બહુ કોમળ, નાજુક ને ભલા સ્વભાવની દેખાય છે. પોતે વરસાદ ને તડકો વેઠીને આપણું સંરક્ષણ કરે, જ્યાં જઇએ ત્યાં આપણી શોભામાં વૃદ્ધિ કરે, પોતાની કુમાશથી આપણું દિલ હરે, કાર્યપરાયણતાથી આપણને અનિવાર્ય ઉપ-

યોગની થઈ પડે ને નિમકહલાલી ને ટકાઉપણાથી આપણો કદી ત્યાગ ન કરે; પણ પછીથો એનામાં પવન ભરાય છે ને એ એવી તો ફૂલાઇ જાય છે કે આપણી જરાય પરવા કરતી નથી. આપણા તરફથી નજર ખસેડી વ્યસ્તવસ્રના બની આકાશ તરફ મોં કરી બેસે છે ને વરસાદ કે તડકામાં આપણને નિઃસહાય બનાવી મૂકે છે.

તાપ અને વરસાદથી રક્ષણ કરવા ઉપરાંત છત્રીના બીજા ઘણા ઉપયોગ છે. એનાથી શોભામાં વૃદ્ધિ થાય છે. ગૌરવ ને પ્રતિષ્ઠાનો આધાર પણ કંઇક અંશે એના પર રહે છે. આથી જ રાજામહારાજાઓને છત્રચામર ધરવામાં આવે છે, તેમજ પરણવા જતી વખતે વરરાજાને માથે હજામ છત્રી ઓઢાડે છે. કોઇક પ્રસંગે મારામારામાં છત્રી લાડી તરીકે વાપરી શકાય છે. જો કે એવા યુદ્ધને પ્રસંગે છત્રી વાગવા કરતાં ભાંગી જલદી જાય છે. કરડવા આવતા કૂતરા સામે છત્રી જોરમાં ઉઘાડદે કરવાથી તે નાસી જાય છે. લપસણી જમીન પર ચાલવું હોય ત્યારે છત્રીનો ટેકો લઇ શકાય છે.

અસહ્ય તાપમાં ચાલતાં છત્રી આપણને તડકો લાગવા દેતી નથી. ધોધમાર વરસાદની અંદર છત્રી હેઠે આપણે વગર પલળ્યે જઇ શકીએ છીએ, તે જ પ્રમાણે જાહેરમાં હજાર આંખો જોતી હોય ત્યારે એકાન્ત ઇચ્છનારાઓને માટે છત્રી બહુ સુંદર સાધન રૂપ થાય છે. હ્રસ્વ ઇકારની અંદર રહેલા સંયુક્તાક્ષર જેવા છત્રીના ઓથામાં રહેલા યુગલને ખુલ્લી સાર્વજનિક જગામાં હજારો મનુષ્યોની વચ્ચે પણ જોઇતું એકાન્ત મળી રહે છે. છત્રી આ પ્રમાણે જગતની નજરથી ઉરનાં પ્રેમાગ્નિ હોલવવા ઇચ્છનારા પ્રેમી યુગલને ઢાંકી કલ્પનાનાં ઉડ્ડયન કરાવે છે. ને બળતા ઘરમાંથી નાસવા ઇચ્છતા માણસને ત્રીજા માળની બારીએથી

જમીન પર કૂદી પડવાના કાર્યમાં પણ છત્રી સહાય કરે છે. એક રીતે કલ્પનાપ્રદેશમાં લઇ જવા વિમાનનું કાર્ય કરે છે ને બીજી રીતે 'પેરેશુટ'નું કાર્ય પણ એ જ કરે છે.

આખી દુનિયાને સુધારવા કરતાં પોતાની જાતને સુધારવી એ જ સુખી થવાનો માર્ગ છેઃ એ છત્રીનું ઉપદેશરહસ્ય છે. વરસાદ કે તડકાથી બચવા માટે આખા આકાશને કપડાંથી ઢાંકી દેવાતું નથી, પણ મનુષ્ય પોતાની જાતને જ ઢાંકે છે એટલે પછી આખા જગતમાં ફાવે તેટલો તાપ પડે કે વરસાદ પડે એ સર્વથી વિમુક્ત તે રહી શકે છે. સર્વ બાહ્ય ઉપાધિથી રક્ષણ કરે એવી એક છત્રી શોધી તેની શીતળ છાંય હેઠે રહેવાની ઇચ્છા દરેક મનુષ્યને હોય છે. એવી છત્રીની શોધમાં એ જીવન વ્યતીત કરે છે. એક પછી એક અનેક છત્રી અદલાબદલીમાં એને મળે છે. પણ આખા જગતનાં વૃષ્ટિતાપ પોતાને શિરે લઇ પોતાના ધારણ કરનારને હંમેશ હુંફાળી શીતળતામાં રાખે એવી છત્રી તો કોઇક વિરલ ભાગ્યશાળીને જ હાથે ચડે છે.



[ ૪ ]

# પુસ્તકાલયની વિરુદ્ધમાં



પોતાના કામ માટે પાંચસાત વાર મને મળવાના નિષ્ફળ પ્રયત્ન કર્યા પછી મારો એક મિત્ર મને અચાનક, હું પુસ્તકાલયમાં જતો હતો, ત્યાં મળી ગયો.

'હું પાંચસાત વાર આવી ગયો' એણે કહ્યું.

'હું જાણું છું, હું પુસ્તકાલયમાં ગયો હતો.'

'એટલે ?'

'લાઇબ્રેરીમાં ગયો હતો, ને આજે પણ જરા મોડું થયું હોત, તો ન મળત. હમણાં પણ હું ત્યાં જ જતો હતો.'

'તમે દરરોજ લાઇબ્રેરીમાં જાઓ છો ?'

'હા.'

'આ બધી લાઇબ્રેરીઓને બાળી મૂકવી જોઇએ !'

'કેમ ?'

'કેમ શું ? હું તો સમજતો જ નથી કે એની જરૂર શી છે ?

લોકોના પૈસા ને વખત બગાડવા સિવાય એ શું કરે છે?'

પુસ્તકાલયની જરૂરિયાત વિષે પણ સંદેહ રાખનાર કોઈક હશે, એની મને કલ્પના યે નહોતી. બહારથી આવતાં મને મોડું થાય છે ત્યારે 'લાઇબ્રેરી ગયા હશો! લોકોને પણ નકામી લાઇબ્રેરીઓ કાઢવાનું મન કોણ જાણે કેમ થતું હશે?' એવાં ઉપાલંભનાં વચનો મારે ઘરનાં મનુષ્યો તરફથી સાંભળવાં પડે છે. પણ તેથી પુસ્તકાલય નકામાં છે એવો સંદેહ સરખો મને કદી પડ્યો નથી.

પરંતુ મારા ઉપર્યુક્ત સુશિક્ષિત મિત્ર પુસ્તકાલયની આવશ્યકતા વિષે દર્શાવેલી શંકા સાંભળ્યા પછી મને પણ હવે થાય છે, કે આપણા જેવા ગરીબ દેશમાં પુસ્તકાલયની જરૂર છે ખરી!

પુસ્તકાલયને લીધે વખત ને પૈસાનો બગાડ થાય છે એની કોઈથી ના પડાય એમ નથી. મારો પોતાનો તો પુષ્કળ વખત એમાં જાય છે–જો કે એ વખતમાં હું બીજું શું કામ કરત તે કહી શકતો નથી! ને જે પૈસા મેં પુસ્તક અને પુસ્તકાલય પાછળ ખર્ચ્યા છે તેમાંથી કેટલાં યે સિનેમાનાટકો જોઈ શક્યો હોત, કેટલાં કપ ચહાના પી શક્યો હોત, કેટલાં કપડાં વસાવી શક્યો હોત, એનો હું વિચાર કરું છું, ત્યારે–આગળ વિચાર કરવાની મારી શક્તિ થંભી જાય છે.

મને લાગે છે કે પુસ્તકાલયનો ગ્રંથપાલ પણ હું આ રીતે સમયદ્રવ્યનો બગાડો કરી રહ્યો છું તે જોઈ શકતો નહિ હોય. હું જ્યારે જ્યારે એની પાસે અમુક પુસ્તકની માંગણી કરું છું ત્યારે ત્યારે હંમેશાં એ પહેલાં મારા સામું ઘૂરકીને જુએ છે. પછી કહે છે કેઃ 'એ ચોપડી અહીંઆં છે જ નહિ.' હું જવાબ દઉં છું કેઃ 'આ પુસ્તકાલયની યાદીમાંથી જ મેં એ ચોપડીનું નામ

[ ૪ ]

# પુસ્તકાલયની વિરુદ્ધમાં



પોતાના કામ માટે પાંચસાત વાર મને મળવાના નિષ્ફળ પ્રયત્ન કર્યા પછી મારો એક મિત્ર મને અચાનક, હું પુસ્તકાલયમાં જતો હતો, ત્યાં મળી ગયો.

'હું પાંચસાત વાર આવી ગયો' એણે કહ્યું.

'હું જાણું છું, હું પુસ્તકાલયમાં ગયો હતો.'

'એટલે ?'

'લાઇબ્રેરીમાં ગયો હતો, ને આજે પણ જરા મોડું થયું હોત, તો ન મળત. હમણાં પણ હું ત્યાં જ જતો હતો.'

'તમે દરરોજ લાઇબ્રેરીમાં જાઓ છો ?'

'હા.'

'આ બધી લાઇબ્રેરીઓને બાળી મૂકવી જોઇએ !'

'કેમ ?'

'કેમ શું ? હું તો સમજતો જ નથી કે એની જરૂર શી છે ?

લોકોના પૈસા ને વખત બગાડવા સિવાય એ શું કરે છે?'

પુસ્તકાલયની જરૂરિયાત વિષે પણ સંદેહ રાખનાર કોઈક હશે, એની મને કલ્પના યે નહોતી. બહારથી આવતાં મને મોડું થાય છે ત્યારે 'લાઇબ્રેરી ગયા હશો! લોકોને પણ નક્કામી લાઇબ્રેરીઓ કાઢવાનું મન કોણ જાણે કેમ થતું હશે?' એવાં ઉપાલંભનાં વચનો મારે ઘરનાં મનુષ્યો તરફથી સાંભળવાં પડે છે. પણ તેથી પુસ્તકાલય નકામાં છે એવો સંદેહ સરખો મને કદી પડયો નથી.

પરંતુ મારા ઉપર્યુક્ત સુશિક્ષિત મિત્રે પુસ્તકાલયની આવશ્યકતા વિષે દર્શાવેલી શંકા સાંભળ્યા પછી મને પણ હવે થાય છે, કે આપણા જેવા ગરીબ દેશમાં પુસ્તકાલયની જરૂર છે ખરી?

પુસ્તકાલયને લીધે વખત ને પૈસાનો બગાડ થાય છે એની કોઇથી ના પડાય એમ નથી. મારો પોતાનો તો પુષ્કળ વખત એમાં જાય છે–જો કે એ વખતમાં હું બીજું શું કામ કરત તે કહી શકતો નથી! ને જે પૈસા મેં પુસ્તક અને પુસ્તકાલય પાછળ ખર્ચ્યા છે તેમાંથી કેટલાં યે સિનેમાનાટકો જોઇ શકયો હોત, કેટલાં કપ ચહાના પી શકયો હોત, કેટલાં કપડાં વસાવી શકયો હોત, એનો હું વિચાર કરૂં છું, ત્યારે–આગળ વિચાર કરવાની મારી શકિત થંભી જાય છે.

મને લાગે છે કે પુસ્તકાલયનો ગ્રંથપાલ પણ હું આ રીતે સમયદ્રવ્યનો બગાડો કરી રહ્યો છું તે જોઇ શકતો નહિ હોય. હું જ્યારે જ્યારે એની પાસે અમુક પુસ્તકની માંગણી કરૂં છું ત્યારે ત્યારે હંમેશાં એ પહેલાં મારા સામું ઘૂરકીને જુએ છે. પછી કહે છે કેઃ 'એ ચોપડી અહીંઆં છે જ નહિ.' હું જવાબ દઉં છું કેઃ 'આ પુસ્તકાલયની યાદીમાંથી જ મેં એ ચોપડીનું નામ

શોધી કાઢયું છે.' ત્યારે શાંતિથી એ જવાબ દે છે: 'એ તો 'ઇસ્યૂ' થઈ છે. કોઇક વાંચવા લઇ ગયું છે.' હું કહું છું કે: 'કબાટમાં છે. મેં હમણાં જ જોઇ.' ત્યારે નિરુપાયે કબાટની કૂંચી આપી મને કહે છે: 'જાઓ, કાઢી લાવો.' નકામી ચોપડીઓ વાંચી હું મારો વખત ન બગાડું તેની એ બહુ જ કાળજી રાખે છે.

પુસ્તકો તથા પુસ્તકાલયની આવશ્યક્તા વિષે ઘણાં દષ્ટિ-બિન્દુથી વિચાર કરી શકાય.

આર્થિક દષ્ટિએ જોતાં પુસ્તકો તથા પુસ્તકાલય પાપરૂપ છે. જે દેશમાં ભૂખ્યાને અન્ન ન મળે તે દેશમાં ચોપડીઓ છપાવીને તથા ચોપડીઓના સંગ્રહસ્થાન ખોલીને શો ઉદ્દેશ સાધવો છે? આપણા દેશમાં આટઆટલાં ઢોર રખડે છે, આટઆટલા માલિકવિહોણા કૂતરાઓ રુદન કરતા રાતે શેરીમાં ભટકે છે, તે બધાંને માટે એ પુસ્તકાલયનાં મકાનોને પાંજરાપોળ તરીકે વાપર-વામાં આવે તો કેટલા પૈસાનો બચાવ થાય? કેટલાં ઢોરો ઊગરી જાય? દૂધ, દહીં, ઘી, માખણની કેટલી સોંઘવારી થાય? પુસ્તક વસાવવા પાછળ જેટલા પૈસા ખરચીએ છીએ તેટલા પૈસા વડે દેશના કેટકેટલા હુનરો આબાદ કરી શકાય? કેટકેટલાં નવાં કારખાનાં, નવી મિલો સ્થાપી શકાય? કેટકેટલી હડતાલો પડાવી શકાય? જ્યાં ગરીબો ભૂખે મરતા હોય, જ્યાં પશુઓ હરાયાં થઈ ફરતાં હોય, જ્યાં ટાઢતડકાથી રક્ષણ કરવા માટે કપડાં ન મળતાં હોય, જ્યાં વરસાદથી બચવા માટે સ્વદેશી ઓવરકોટ ન મળતા હોય, ત્યાં વિદ્વાનોએ વાંચવાનો શોખ રાખવો એટલું જ નહિ, પણ તે માટે પુસ્તકાલયો કાઢવાં એના જેવું બીજું કયું પાપ છે?

ધાર્મિક દષ્ટિએ વિચાર કરતાં જણાશે કે પુસ્તકોએ જગતમાં જેટલો અધર્મ ફેલાવ્યો છે, તેટલો બીજા કશાએ ફેલાવ્યો નથી.

'કુરાનમાં હોય તેજ આમાં હોય તો એ પુસ્તકો નકામાં છે. કુરાનમાં હોય તેનાથી જુદું હોય, તો તે અધર્મ્ય છે. માટે એ પુસ્તકો કોઈ પણ રીતે બાળી મૂકવાં જોઇએ' એવી જે દલીલ એલેક્ઝાંડ્રિયાનું ભવ્ય પુસ્તકાલય સળગાવી નાંખતાં કરવામાં આવી હતી તે બધાં જ પુસ્તકાલયને લાગુ પડે એવી છે.

એમ કહેવામાં આવે છે કે પુસ્તકાલયથી પ્રજાના જ્ઞાનમાં વૃદ્ધિ થાય છે. પણ જ્ઞાનવૃદ્ધિ થયે શો ફાયદો? પ્રજાને જ્ઞાન મેળવવાની જરૂર છે કે પૈસો? આપણે હીન દશામાં છીએ તેનું કારણ એ નથી કે આપણે અજ્ઞાન છીએ, પણ આપણે નિર્ધન છીએ તેથી જ આપણે પરાધીન છીએ. જ્ઞાન મેળવવાના શોખ પૈસાદારને છાજે. અને એટલા માટે જ આપણી વિદ્યાપીઠ જ્ઞાન મેળવવાનું કાર્ય, દર સાલ વધારે ને વધારે મોંઘું કરતી જાય છે. અને જ્ઞાન મેળવ્યે કંઈ સિદ્ધિ મળતી નથી. એમ તો રાજ કેમ ચલાવવું તેનું મને બહુ સારૂં જ્ઞાન છે. પણ તેથી કંઈ હું રાજા થયો? વિષ્ણુની પ્રાપ્તિ લક્ષ્મીને થઈ છે, સરસ્વતીને નહિ. એને તો કોઈ દેવ પરણવા તૈયાર થતો નથી.

આપણાં શરીર તો જુઓ. મારા જેવા પુસ્તકો વાંચનારાઓનાં શરીરનું વજન, હાથમાં વાંચવા લીધેલાં પુસ્તક જેટલુંયે હોતું નથી. 'જીવીશ બની શકે તો એકલાં પુસ્તકોથી!' એમ કહેનાર કલાપી કેટલી નાની વયમાં મૃત્યુ પામ્યો? અને એમ કહેવું એ તો ઊંધઇને શોભે, માણસને નહિ, તનને કેળવ્યા પહેલાં મનને કેળવીને આપણે શો કાંદો કાઢવાના છીએ? દંડ કરો, બેઠક કરો, કુસ્તી કરો, ઝાડ પર ચડો, પહાડ પર ચડો, નાચો, કૂદો, તરો, રમો, દોડો; પણ વાંચી વાંચીને માંદા શું કામ પડો છો! પુસ્તકોમાંથી–ખાસ કરીને પુસ્તકાલયનાં જૂનાં પુસ્તકોમાંથી–એક જાતનાં પ્રાણહર જંતુ વાચકના દિલમાં દાખલ થાય છે એની તો કેટલાકને ખબરે નહિ હોય.

આધ્યાત્મિક દૃષ્ટિએ જોઇએ, તો પુસ્તકો જ્ઞાન નહિ પણ અજ્ઞાન ફેલાવે છે ને મનુષ્યને માયાના મોહપાશમાં જકડે છે. છોકરીઓની પેઠે ચોપડીઓ પણ માણસને પરવશ બનાવે છે, ઉન્મત્ત કરે છે, એનું હૃદય હરી લે છે, એની વિવેકશક્તિને કુંઠિત કરે છે, એના મગજમાં પોતાની સત્તા જમાવે છે, એને અન્ય કાર્ય માટે નાલાયક બનાવે છે, એની પાસે ઉજાગરા કરાવે છે, એની પાસે પૈસા ખરચાવે છે! કોઇક બહારના ઠાઠમાઠથી તો કોઈક આંતર ગુણથી, કોઇક પોતાના દળદાર કદથી, તો કોઇક પોતાની નાજુકાઇથી, કોઇક પોતાની સફાઇથી તો કોઈક પોતાના દમામથી, કોઇક અક્કડ ગુમાનથી તો કોઇક નેહભીની નમ્રતાથી, કોઈક પોતાની દુર્લભતાથી તો કોઇક તરત હાથે ચડી આવવાના ગુણથી—છોકરીઓ તેમજ ચોપડીઓ—માણસોને ઉલ્લુ બનાવે છે. બંનેનાં આકર્ષણ, ખરેખર, અદ્ભુત છે—અનિવાર્ય છે. યોગીઓ એકની માયામાંથી મુક્ત થઇ શકે છે, ભોગીઓ બીજાની માયાથી અલિપ્ત રહી શકે છે, પણ મારા જેવા રોગીઓ તો એકેની માયાથી વિરક્ત થઇ શકતા નથી.

એક રાજાએ પોતાના પુત્રને મનગમતી કન્યા પરણાવવા માટે ઉચ્ચ કુટુંબની ખૂબસૂરત કન્યાઓ ભેગી કરી, તેમાંથી પસંદગી કરી લેવાનું કહ્યું. રાજકુમાર આટલી બધી ખૂબસૂરત કન્યાઓ જોઇ ગાંડો થઇ ગયો. એણે કહ્યું: ‘મને તો આ બધી જ ગમે છે. કોને પસંદ કરું ને કોને નહિ?’ હું પુસ્તકાલયમાં જાઉં છું ત્યારે મારી સ્થિતિ એ રાજકુમાર જેવી જ થાય છે. આટલી બધી ચોપડીઓ જોઇ મને થાય છે કે: ‘આમાંથી કઈ લઉં ને કઇ નહિ?’ પુસ્તકો આમ મને કિંકર્તવ્યવિમૂઢ બનાવે છે.

છોકરીઓની જોડે ચોપડીઓને બીજી બાબતમાં પણ સામ્ય છે. બંને, સામાન્ય રીતે પ્રામાણિક ને ઉચ્ચ ભાવનાવાળા સદ્-

ગૃહસ્થોની નીતિની ભાવના કથળાવી નાખે છે. પારકી સ્ત્રીનાં હરણ કરી જનારા સદ્‌ગૃહસ્થોના દાખલા ઇતિહાસમાં નોંધાએલા છે. સારી છોકરીઓ જોઇને પણ મન પર અંકુશ રાખી શકનારા કેટલાયે મહાનુભાવ પુરુષો ચોપડીઓ જોઇ ચલિતચિત્ત થઇ જાય છે. પારકી ચોપડી ઉપાડી જવી એને તેઓ પરમ પુરુષાર્થનું લક્ષણ લેખે છે. કેટલાક પોતાને કામની હોય કે ન હોય, પણ પારકી ચોપડીને પોતાને ત્યાં જનાનખાનામાં પૂરી રાખવામાં જ મોટાઇ માને છે. પુસ્તકાલયમાં સંગ્રહાએલાં પુસ્તકો જોઇ તેમને કંઇનું કંઇ થઈ જાય છે ને ચૌર્યવૃત્તિનાં બીજ તેમનામાં વિકાસ પામે છે. પૈસા ખરચ્યે ન મળે એવાં વિરલ પુસ્તકો ખોવાઈ ગયાને બહાને તેઓ રાખી પાડે છે ને પછી પ્રામાણિકતાનો ડોળ કરી કિંમત ભરી આપે છે.

આમ, પુસ્તકાલયની આપણને જરૂર નથી એ સહેલાઇથી સિદ્ધ થઈ શકે. એ જ પ્રમાણે દુનિયામાં આપણી પોતાની યે કંઇ જરૂર નથી એ પણ એટલી જ સહેલાઇથી સિદ્ધ થઇ શકે.



[ ૫ ]

# ભીખનું શાસ્ત્ર



ભીખ માંગવાના પણ સરકારે પરવાના કાઢવા જોઇએ. એવી હિમાયત હમણાં જ એક લેખમાં મેં વાંચી.

ભીખ માગવાનું શાસ્ત્ર ને કલા એ ભારતવર્ષની વિશિષ્ટતા છે. ભિખારીઓ બધા દેશમાં હોય છે પણ હિંદુસ્તાનમાં જેટલા ભિખારીઓ છે તેટલા બીજા કોઈ દેશમાં નહિ હોય. એ ઉપરાંત ભીખ માગવાનો અધિકાર કોને, કયાં, કયારે, કોની પાસે ને કેવી ભીખ માગી શકાય તેની શાસ્ત્રીય મીમાંસા જેવી આ દેશમાં થઇ છે તેવી અન્યત્ર નહિ થઈ હોય.

બીજા દેશોમાં ભીખ માગવી એ બહુ અધમ ગણાય છે. અહીં તો વર્ણોના ગુરુ બ્રાહ્મણનો એ વિશિષ્ટ અધિકાર છે. યજ્ઞોપવીત ધારણ કરીને બટુકને માતા પાસે 'ભિક્ષાં દેહિ' કહીને ભીખ માગવી પડે છે ત્યાર પછી ગુરુને ત્યાં જઇને વિદ્યાભ્યાસ કરતાં કરતાં એને ગુરુને ને પોતાને માટે ભીખ માગવી પડતી. આજે વિદ્યાર્થી એ પ્રમાણે ભીખ માગતા નથી. ગુરુઓ પણ

ભીખ માગતા નથી. પરંતુ પ્રાચીન સંપ્રદાયનો સંપૂર્ણ લોપ ન થઈ જાય એટલા માટે વિદ્યાદાનનો અધિકાર ધરાવનારા બ્રાહ્મણો, આ કલિકાલમાં વિદ્યાદાન લેવા યોગ્ય અધિકારીને અભાવે એની પંચાત પડતી મૂકી, ભિક્ષાગ્રહણનો અધિકાર હજી જાળવી રહ્યા છે. 'ભાઈ એક પૈસો આપતા જાઓ, બામણ છું' એમ પૈસા માગનારને બ્રાહ્મણત્વનું 'લાઇસંસ' રજુ કરવાની હજીયે જરૂર જણાય છે.

બ્રાહ્મણના બીજા અધિકારની પેઠે આ અધિકારમાં પણ બીજા અનેક અનધિકારી પુરુષોએ ભાગ પડાવ્યો છે. તીર્થસ્થળે, મંદિરો આગળ, મેળામાં, જાહેર રસ્તામાં, શેરીમાં અનેક સ્થળે ભીખ માગનારાઓ નિરાંતે ભીખ માગ્યા જાય છે ને દાન કરનાર પણ એ બ્રાહ્મણ છે કે નહિ તેની તપાસ કરવાની પરવા કરતો નથી.

ભીખ માગવી એ એક ધંધો છે. આ બેકારીના જમાનામાં બીજા ધંધાઓ પડી ભાંગ્યા છે ત્યારે એ એક જ ધંધો ચાલી શકે એમ છે. આમ છતાં એ ધંધા પર પણ ભિખારીઓ પાસે 'લાઇસંસ' હોવું જોઇએ એમ કહેનાર તરાપ મારવા માગે એ કેટલું ખેદકારક છે? ભિખારીઓ 'લાઇસંસ' લેવા જશે શી રીતે? એમની હિંમત કેમ ચાલશે? કદાચ એવી હિંમત કોઇ કરશે તો તેને 'લાઈસિંસ' મળશે જ એની શી ખાતરી? અને બીજા 'લાઇસંસ' માટે જેમ અધિકારીને કંઇ આપવું પડે છે તેમ ભિખારીઓ પાસેથી પણ અધિકારી કંઇ પોતાનો ભાગ માગશે. એમ ભિખારી પાસેથી પણ અધિકારી ભીખ માગી શકશે.

ઉદરભરણના અનેક માર્ગ છે. પણ એ સર્વ માર્ગોનાં મૂળ તો બે જ છેઃ ભીખ કે લૂંટ. બંકિમચન્દ્ર ચટ્ટોપાધ્યાયની એક વાત મને અહીં યાદ આવે છે. એક મનુષ્ય હાથમાં રોટલાનો ટૂકડો લઈ જતો હતો. એક કૂતરાએ તેને જોયો, અને રોટલો મેળવવાની ઇચ્છાથી પૂંછડી હલાવતો તેની પાસે ગયો. પેલો મનુષ્ય તેની દરકાર કર્યા વગર આગળ ચાલ્યો. કૂતરાએ

પોતાને આવડતી હતી,. એટએટલી કળા વાપરી રોટલીવાળા મનુષ્યના પગ ચાટયા, ચત્તા સૂઇ જઇને એને પોતાનું પેટ બતાવ્યું, અમલદાર આગળ ખિતાબ મેળવવાની ઇચ્છાવાળાઓ બોલે એવી રીતે મીઠા મૃદુ અવાજે એ મનુષ્યની સ્તુતિ કરી, પણ એ દુષ્ટ મનુષ્યના હૃદયને કંઈ અસર થઈ નહિ, અને કંટાળીને કૂતરો ચાલ્યો ગયો. થોડે દૂર ઊભેલો એક આખલો આ લીલા જોતો હતો. એને પણ રોટલાનો ટૂકડો મેળવવાનું મન થયું. માથું નીચું નમાવી શીંગડાં ઊંચાં કરી એ પેલા માણસ પાછળ ત્વરિત ગતિએ ચાલ્યો. માણસે પોતાની ગતિ વધારી, પણ આખલા આગળ કંઈ નહિ ચાલે એમ લાગતાં રોટલાનો ટૂકડો એની આગળ ફેંકી એ દોડી ગયો.

બંકિમચન્દ્ર આ કથાને રાજપ્રકરણના વિષયમાં લાગુ પાડતાં કહે છે: 'જગતમાં બે જ પ્રકારની નીતિ છે. કૂતરાની ને આખલાની. કાં તો સત્તાધીશ પાસે પોતાના હક માટે ભીખ માગવી કે તેની પાસેથી પોતાના હક સ્વબલને પ્રભાવે ખૂંચવી લેવા.' પરંતુ આ બે પ્રકારની નીતિ કેવળ રાજપ્રકરણમાં જ નહિ, પરંતુ વ્યવહારના સર્વ ક્ષેત્રમાં પ્રવર્તે છે. રાજકારણ, સમાજ, ધર્મ ઇત્યાદિ સર્વ વિષયોમાં આ બે પ્રકારની નીતિ જ જોવામાં આવે છે.

'હું પાપી છું, મેં નથી કંઇ પુણ્ય કર્યું, નથી ઊંચા પ્રકારનું નૈતિક જીવન ગાળ્યું, નથી કદી પણ હું રાગદ્વેષથી પર થયો. છતાં હે ઇશ્વર, તું મારા પર અનુગ્રહ કર. મને સ્વર્ગનો અધિકારી બનાવ.' આમ કોઇ પણ પ્રકારની યોગ્યતા વિના સ્વર્ગ ને ઇશ્વરાનુગ્રહની ભીખ માગનારને આપણે ભક્ત કહીએ છીએ. આવી દીનતા જેનામાં ન હોય તેવા દાનવો દેવ સાથે લડી તેને હરાવી સ્વર્ગનું રાજ્ય ઝૂંટવી લેવા મથે છે. રાજા પ્રજા પાસે

વફાદારીની ભીખ માગે છે, પ્રજા રાજા પાસે રક્ષણની ભીખ માગે છે. કઇ લાયકાત પર, તેનો વિચાર કરવાનો હોતો જ નથી.

અર્થસંપાદનની ક્રિયામાં આ બે નીતિનું વધારે સ્પષ્ટ દર્શન થાય છે. પ્રતિષ્ઠિત, પૈસાદાર કે સત્તાધારી પુરુષ ગરીબને લૂંટે છે–અલબત્ત, કાયદાને માન આપીને. ગરીબ માણસ પૈસાદાર ને સત્તાધારી પાસે ભીખ માંગે છે–પૈસાની કે નોકરીની. પોતાની પાસે જરૂર જેટલું હોય છતાં યે વધારે મેળવવા મથ્યા કરવું એ ભિખારીવેડાની નિશાની હોય ને પોતાની જરૂરિયાત માટે માગણી કરવી એ હક ગણી શકાય, તો પૈસાદાર માણસ પોતાના ભિખારીવેડાને હક ગણાવે છે, ગરીબ માણસ પોતાના હકને ભિખારીવેડા મનાવે છે.

બીજાની પાસેથી પોતાને ગમતી વસ્તુ બલાત્કારે લૂંટી લેવાની વૃત્તિ સંતોષવા જેટલું બળ નથી હોતું, ત્યારે ભિખારીવૃત્તિનો આશ્રય મનુષ્યને લેવો પડે છે. એક વખત બે બાળકો જુદે જુદે રમકડે રમતા હતા. એમાંના મોટા બાળકે નાનાના હાથમાંનું રમકડું ઝૂંટવી લીધું. પોતાના રમકડાને પાછું મેળવવા પેલા નાના બાળકે હતું તેટલું બળ વાપર્યું, પણ કંઈ વળ્યું નહિ એટલે લાચારીથી, દીનભાવે, કરગરતું હોય તેમ એ મોટા બાળક સામું જોઇ રહ્યું. પોતે ઝૂંટવી લીધેલા રમકડા સાથે થોડી વાર રમીને એ બાળકે દયા કરતો હોય તેમ નાના બાળકને પાછું આપી દીધું. આ જોઇ અમે સૌ મોટેરાંઓ હસ્યાં. પણ આપણે મોટાં પણ આવી જ રમત રમી રહ્યાં છીએ. ગરીબો પાસેથી લૂટી લૂટીને આપણે આપણા ભંડાર ભરીએ છીએ. ગરીબો આપણને લૂટવાનો યત્ન કરે છે અને તે યત્ન નિષ્ફળ જતાં આપણી પાસે ભીખ માગે છે.

જગતમાં બે જ પ્રકારના મનુષ્યો છે–લૂટારૂ ને ભિખારી. જે

જે બળવાન, શક્તિમાન, બુદ્ધિમાન ને સાધનસંપન્ન હોય છે તે તે સર્વ પોતાને જોઇતી અથવા ગમતી ચીજ બીજા પાસેથી લૂટી લે છે. જેની પાસે શક્તિ, બુદ્ધિ કે સાધન નથી હોતાં તે પોતાની જરૂરિયાતની વસ્તુ માટે ભીખ માગતા ફરે છે. પરંતુ લૂંટારૂ લૂંટારૂ જ રહેતા નથી ને ભિખારીઓ પણ કેવળ ભિખારી રહેતા નથી. લૂંટારૂઓ ભીખ માગે છે ત્યારે તેમાં પણ દીનતાને બદલે સત્તાનો રૂઆબ હોય છે અને ભિખારીની લૂટમાં યે થોડેઘણે અંશે દીનતાનો ભાવ હોય છે. એટલો ભેદ સ્વભાવ ને સંજોગને લીધે બંનેનાં સમાન કાર્યો વચ્ચે પણ રહે છે.

પોતાના મુનીમને 'છોકરાને કલાક કલાક આવી દરરોજ થોડું શીખવતા જજો.' એમ શેઠ આજ્ઞા કરે છે. એમાં પગાર આપવાનો હોતો નથી એટલે વસ્તુતઃ શેઠ મુનીમ પાસે ભીખ જ માગતા હોય છે. પણ ભિખારીના દૈન્યથી નહિ. શાળાના મુખ્ય અધ્યાપક હાથ નીચેના શિક્ષકોને મેળાવડા કે એવા કોઇ પ્રસંગે ખુરસી વગેરે ગોઠવવાનું કહે છે, અને શાળાના ટ્રસ્ટીઓ મુખ્ય અધ્યાપક પાસે પોતાનાં અંગત કામો કરાવે છે તે પણ ભીખનો જ એક પ્રકાર છે.

બળવાન ભિખારી નિર્બળ ભિખારીને લૂટે છે. થોડા જ દિવસ પર એક વૃદ્ધ આંધળા ભિખારીને બીજો જુવાન ભિખારી લૂટી ગયો હતો તે વિષે ચાલતી ચર્ચા મેં એક મંદિરમાં સાંભળી હતી. પણ એમાં નવાઈ પામવા જેવું કશું નથી. ભિખારીઓ એકબીજાને લૂટે તેમાં સમાજના ઉચ્ચ ગણાતા વર્ણોનું અનુકરણજ એ કરે છે. અને જેનામાં ભિખારીવૃત્તિ સાથે અંધાપો ભેગો મળ્યો હોય તે લૂટાય નહિ તો બીજું શું થાય? આખું હિંદુસ્તાન એ જ કારણે લૂંટાયું છે અને હજી લૂંટાતું જાય છે. આંધળા ભિખારીઓ લૂંટાય એ તો હિંદુસ્તાનમાં નિત્ય

બનતો બનાવ છે.

આમ જેનાથી લૂટી શકાય નહિ તેને માટે ભીખનો ધંધો અનિવાર્ય છે. બધાં અત્યાર સુધી એ ધંધા તરફ સહાનુભૂતિથી જોતાં આવ્યાં છે. સ્વરાજ્યની પણ ભીખ માગવાનો પ્રજાએ અધિકાર મેળવ્યો છે. એના 'લાઇસંસ' કાઢવામાં આવશે ત્યારે એ ધંધામાં પડેલા અનેક માણસો શું કરશે તેની ચિંતા કરવા જેવું છે.

અને 'લાઇસંસ' મેળવવાની લાયકાત શી? ભણેલાંઓને નોકરી મળતી નથી. નોકરી સિવાય એમનાથી બીજું કંઇ થઈ શકે એમ નથી. ભણેલામાં ય ખાસ કરીને ઉચ્ચ વર્ણના હિંદુઓને, ગમે એટલી યોગ્યતા હોય તો યે, નોકરી ન આપવી એવો નિયમ છે. વસ્તુસ્થિતિ આવી હોવાથી ઉચ્ચ વર્ગના સુશિક્ષિતોને ભીખ માગવાનો વખત આવશે એમ લાગે છે. આથી અધિકારીઓએ ભીખ માગવાનું 'લાઇસંસ' ઉચ્ચ વર્ણના ભણેલાઓને આપવું એવી સૂચના કરવા રજા લઉં છું. આને લીધે, અધિકૃત લાઇસંસના પ્રભાવે, ભણેલાને ભીખ માગતાં શરમ નહિ લાગે ને સમાજને પણ ભણેલાનું શું કરવું એ પ્રશ્ન મૂંઝવતો અટકશે.



[૬]

# વિદ્વત્તા

આજે દીપોત્સવીના અંકો જોઈ એક સાહિત્યરસિક મિત્રે કહ્યું: 'ગુજરાતમાંથી વિદ્વત્તા ઓછી થતી હોય એમ લાગતું નથી? આ બધા અંકોમાં છે કયાંય પણ વિદ્વત્તાભર્યો લેખ? આટલા બધા અંકોમાંથી ગુજરાતની જ્ઞાનેચ્છા સંતોષે એવી સામગ્રી કેટલામાં છે? એકેમાં નહિ એમ કહું તો ચાલે. પણ ખરૂં પૂછો તો ગુજરાતમાં જ્ઞાનની પિપાસા જ નથી. સાચા વિદ્વાનોનો યુગ પરવાર્યો. કોઇને અભ્યાસ કરવો નથી, કોઇને શ્રમ સેવવો નથી ને બધાને સહેલાઇથી લેખક બનવું છે. આવી પરિસ્થિતિમાં વિદ્વાનોનો પાક નીવડે પણ કયાંથી?'

આ સાંભળી ગઈ પેઢીને પોતાની વિદ્વત્તાથી આંજી નાખનારા એક વિદ્યમાન વૃદ્ધ સાક્ષર મને યાદ આવ્યા. મારા એક મિત્રે એમને મારૂં પહેલવહેલું ઓળખાણ કરાવ્યું ત્યારે, મારા મિત્રને મોઢે એમણે કહ્યું હતું: 'તમારા મિત્ર લખતા હશે, કદાચ સારૂં

લખતા હશે, પણ એમના દેખાવ પરથી એ વિદ્વાન હોય એમ લાગતું નથી.'

મારા મિત્રે જ્યારે આ વાત મને કહી ત્યારે મને જરા ખોટું લાગ્યું હતું. પણ ત્યાર પછી અનેક અનુભવ પરથી મને માલૂમ પડ્યું, કે વિદ્વાન દેખાવાનો મેં કંઈ ઇજારો લીધો નથી. આ પેઢીના આપણા અનેક લેખકો ને સાક્ષરોનો એ જન્મસિદ્ધ રોગ છે. પરમ દિવસે જ એક પ્રતિષ્ઠિત પુરુષે મને શ્રી વિજયરાય કલ્યાણરાય વૈદ્ય માટે કહ્યું હતું કે 'એને જોઈને કોઈ માને નહિ કે એ આવા વિદ્વાન હશે!' શ્રી ધનસુખલાલ મહેતાને મેં આઘેથી એક જણને બતાવ્યા હતા. તેણે તો એ લેખક છે એમ સ્વીકારવાની પણ ના પાડેલી! શ્રી. વિષ્ણુપ્રસાદ ત્રિવેદીનાં વિવેચન વાંચી એમની વિદ્વત્તા પર વારી ગએલા અંગ્રેજી સાહિત્યના એક પ્રૌઢ અભ્યાસીને મેં એમની છબી બતાવી, ત્યારે એમણે કહ્યું: 'તમે મને બનાવો છો, આ વિષ્ણુપ્રસાદ ત્રિવેદી ન હોઈ શકે.' મારા એક મિત્ર તો શ્રી દયાશંકર ભટ્ટને પણ મોટી પાઘડી, લાંબો અંગરખો, દુપટ્ટો ને ચીપેલી પાટલીવાળું ધોતિયું પહેરેલા, થોભિયાવાળા ને જૂનાં પુસ્તકોની વાસ મારતા શરીરવાળા ધાર્યા હતા. પણ તેને બદલે એક પણ લેખક એવા દેખાવનો નથી, એમ જ્યારે એને મેં કહ્યું ત્યારે એણે કહ્યું: 'આપણે ત્યાં એક સાચો વિદ્વાન નથી?'

આપણાં માસિક વગેરેમાં વિદ્વત્તાભર્યાં લેખો જોઈએ તેટલા પ્રમાણમાં પ્રગટ થતા નથી. તેમ જ આપણા લેખકો વિદ્વાન જેવા દેખાતા નથી, એ બંને પ્રકારની ફરિયાદોમાં કંઈક તથ્યાંશ છે, એની ના પડાય એમ નથી. ગયાં પચાસ વર્ષના લેખકોનો ઝોક વિદ્વત્તા તરફ જેટલો હતો, એટલો અત્યારના વિદ્યમાન લેખકોનો નથી. તેમ જ એ કાળના લેખકોના મુખ પર વિદ્વત્તાનો

જોનારને ગભરાવી નાંખે એવો જે પ્રતાપ દેખાતો, તે હાલના લેખકોના મુખ પર અંશતઃ પણ જણાતો નથી. અત્યારના લેખકોને જોઇને કોઇને ગભરામણ થાય એવો સંભવ નથી—ક્વચિત્ ગભરામણ થાય તો તે લેખકને, જોનારને નહિ.

આમ વિદ્વત્તા, સામયિકોનાં પૃષ્ઠ પરથી ને લેખકોનાં મુખ પરથી વિલુપ્ત થતી જાય છે એનું કારણ શું? બધા વિદ્વાનોએ ભેગા મળી આનાં કારણો શોધી કાઢવાની જરૂર છે. પણ વિદ્વાનો છે જ ક્યાં કે તેમને ભેગા કરી શકાય, એવી શંકા અહીં સહજ થાય એમ છે. એ શંકાનું નિવારણ આમ થઈ શકે. અત્યારે ગુજરાતમાં વિદ્વાનોનો અત્યંત અભાવ છે એમ નથી. ગુજરાતમાં વિદ્વાનો નથી એ કહેવાનું તાત્પર્ય એટલું જ હતું કે ગુજરાતમાં વિદ્વાનો ઓછા છે. ('નથી' નો અર્થ 'ઓછા છે' એમ કોઇ શબ્દકોશમાંથી નહિ જડે, પણ જીવનમાં 'નથી' નો એ સિવાય બીજો અર્થ થતો નથી.) ગયા યુગની વિદ્વત્તાની હોલવાએલી આગના કેટલાક તણખા બાકી રહેલા છે. અને નવીનોમાંથી પણ ·૦૦૫ ટકા પ્રમાણે વિદ્વાનો થાય છે ખરા. પરંતુ જે ઓછા છે તે પણ દહાડે દહાડે ક્ષીણ થતા જાય છે. ભૂતલ પર હાથીથી યે મોટા પ્રાણીઓ મેગેથિરિયમ ઇત્યાદિ એક વખત હતાં. પણ ધીરે ધીરે પૃથ્વીપટ પરથી એ પ્રાણીઓ અદૃશ્ય થઈ ગયાં; તેમ ગુજરાતના લેખકવૃંદમાં મેગેથિરિયમ સમા શોભતા, ભવ્ય ને પ્રચંડ વિદ્વાનો ધીરે ધીરે ગુજરાતમાંથી વિલુપ્ત થઇ જશે, અને એક દિવસ એવો પણ આવશે જ્યારે ગુજરાતમાં એકે વિદ્વાન શોધ્યો જડશે નહિ.

આ ભયંકર આફતને આવતી અટકાવવા માટે આપણે સર્વેએ વિદ્વત્તાના વિનાશનાં કારણો શોધી કાઢી, તે કારણો દૂર કરી, ગયા યુગના લેખકો વિદ્વાન જેવા દેખાતા શાથી,

તેમનાં લખાણુમાં વિદ્વત્તાના બોધ શા કારણે વહી રહેતા ;તેને સૂક્ષ્મ અભ્યાસ કરી, ફરી વિદ્વત્તાને લોકપ્રિય બનાવવાના ને લેખકોને વિદ્વત્તાને પંથે વાળવાના પ્રયાસ કરવા જોઇએ.

આ વિષયમાં ઊંડા ઊતરતાં મને સમજાય છે કે વિદ્વાન થતા પહેલાં વિદ્વાન દેખાવું જોઇએ. આપણા લેખકોના લેખોમાં વિદ્વત્તા આવે તે પહેલાં એમના મુખ પર વિદ્વત્તાની ગંભીર છાયા પથરાઇ રહેવી જોઇએ. વિદ્વત્તા એ તો બુદ્ધિનો વિષય છે, એને શારીરિક દેખાવ સાથે શો સંબંધ હોઈ શકે એમ ઘણાંને લાગશે. પણ બધાજ મનના વિષયો શરીર સાથે સંબંધ ધરાવે છે, મન પોતે જ શરીરમાં રહે છે અને મનના ગુણો કે ધર્મો શરીર દ્વારા જ વ્યક્ત થાય છે. ખીજવાએલો માણસ એકલો ખીજવાએલો રહે એમાં એનું કંઇ વળતું નથી, એણે ખીજવાએલા દેખાવું જોઇએ; પ્રેમી અંતરમાં પ્રેમાગ્નિ ભડભડતો રાખીને પોતે એમાં બળ્યા કરે એ ન ચાલે, એ પ્રેમના અગ્નિના ભડકા એણે પ્રિયા આગળ કાઢી બતાવવા જોઇએ; રાજ્ય ચલાવનારાઓએ માત્ર રાજતંત્રનું વહન કરી સંતોષ માનવાનો નથી, ‘અમે રાજ કરીએ છીએ’ એવો દેખાવ રાખી એમણે પ્રજાજનને પદેપદે તેની પ્રતીતિ કરાવવી જોઇએ; ધાર્મિક મનુષ્યોએ ધર્મનું પાલન કરી બેસી રહેવાનું નથી, કપાળે ટીલાંટપકાં કરી ધાર્મિક હોવાનો દેખાવ એમણે ધારણ કરવો જોઇએ; એ જ પ્રમાણે વિદ્વાન થવા ઇચ્છતા લેખકોએ વિદ્યાનું ઉપાર્જન કરી શાંતિ સેવવાની નથી, વિદ્વાન હોવાનો એમણે દેખાવ કરવો જોઇએ.

સાહિત્ય એ જીવનનું પ્રતિબિમ્બ છે ને જીવન એ દેખાવનું પ્રતિબિમ્બ છે. બરાબર દેખનારને તો દુનિયા આખી દેખાવ પર જ ચાલતી દેખાય છે. આથી આપણે વિદ્વાન હોઇએ કે ન હોઇએ, પણ વિદ્વાન હોવાનો દેખાવ કરવાની આપણી પહેલી

ફરજ છે. અલબત્ત, આ ઢોંગ કહેવાય. પણ ઢોંગ એ કંઈ હંમેશાં ખોટો નથી. ઢોંગ, દંભ વગેરે શબ્દો ખરાબ છે, પણ તેથી એ શબ્દોથી સૂચવાતો ભાવ ખરાબ થઈ જતો નથી. સારી વસ્તુનો ઢોંગ એ સારો કહેવાય, નઠારી વસ્તુનો ઢોંગ નઠારો કહેવાય. ઢોંગ એ વસ્તુ નહિ, પણ વસ્તુનો અભાવ છે એ આપણે જાણીએ છીએ. અને વસ્તુ સારી કે નરસી હોય, વસ્તુનો અભાવ સારોનરસો હોય જ શી રીતે?

અને માનસશાસ્ત્ર પણ શીખવે છે કે જે હોવાનો મનુષ્ય હંમેશ ઢોંગ કર્યા કરે છે, તે એ આખરે સત્ય સ્વરૂપે થઇ જાય છે. આનું કારણ ઘણું સહેલું છે. જે વસ્તુને માટે જેને માન હોય છે, તેનો જ તે ઢોંગ કરે છે. આ માનબુદ્ધિને લીધે તે વસ્તુ તરફ એ અભિમુખ થતાં શીખે છે ને અંતે એ વસ્તુની પ્રાપ્તિ કરે છે. પૈસાદાર હોવાનો ઢોંગ કરનારને પૈસા, કોઇ પાસેથી માગી લાવીને પણ, ખરચી બતાવવા પડે છે, તેમ વિદ્વાન હોવાનો ઢોંગ કરનારને પરાણે પણ વિદ્વત્તા કેળવવી પડે છે. અને પોતે મોટો હોવાનો ઢોંગ કરતો કરતો બાળક આખરે ખરેખર મોટો થાય છે, તેમ વિદ્વાન હોવાનો ઢોંગ કરતો કરતો મનુષ્ય આખરે ખરેખરો વિદ્વાન થાય છે.

વિદ્વાન દેખાવા માટે ભારેખમ દેખાવું જરૂરનું છે. ભારેખમ શબ્દ ભારક્ષમ શબ્દ પરથી આવ્યો છે. ભાર વહન કરવાની શક્તિ તો ગધેડામાં સૌથી વધારે હોય છે ને ભારક્ષમ થવાથી—દેખાવાથી—ગધેડા જેવા તો નહિ દેખાઇએ એવી કુશંકા કરવાની જરૂર નથી; કારણ કે ગધેડા જેવા દેખાવું એમાં કાંઈ નાનમ નથી. અને વિદ્વાનો ગધેડા જેવા ન દેખાવાનો પ્રયત્ન કરે ને સફળ પણ થાય, પણ ગધેડા વિદ્વાન જેવા દેખાતા હોય, તો એમાં આપણું શું ચાલે? ભારેખમ દેખાવા માટે બાહ્ય ઉપાધિ-

ઓનો આશ્રય લેવાની જરૂર છે. પાઘડીને બદલે ટોપી પહેરતા આપણે થઈ ગયા, ત્યારથી આપણું ભારેખમપણું જતું રહ્યું છે. આટલા માટે લેખકોએ પુનઃ પાઘડી કે તે ન બને તો ફેંટા પહેરવાની પ્રથા પાડવી જોઇએ. પાઘડી જેમ વધારે ભારે તેમ વધારે સારૂં.

દાઢીમૂછ તદ્દન સાફ કરી નાખવાની હમણાં હમણાં જે 'ફેશન' નીકળી છે, તે પણ વિદ્વત્તાના દેખાવની વિરોધિની છે. વિદ્વાન દેખાવા ઇચ્છનારે તો દાઢીમૂછ ઉપરાંત થોભિયા પણ રાખવા જોઇએ. તેને બદલે મુખ પરથી કેશનું સર્વથા નિકંદન કરી નાખવાની પદ્ધતિ પ્રચલિત થઇ છે, તે બહુ જ અયોગ્ય છે. વાળ અને વિદ્વત્તા એક જ વર્ણનાં છે ને અસ્ત્રો વાળની સાથે જ વિદ્વત્તાનો પણ સંહાર કરી નાખે છે, એ વાત સમજવી અઘરી છે, પણ ખોટી નથી. થોભિયા, દાઢી, મૂછ વગેરે વડે મુખનું ગાંભીર્ય વધે છે, વિદ્વત્તાની સખ્તાઇ પ્રસરે છે ને મુખાકૃતિ ભારેખમ દેખાય છે. આ તો દેખાવની વાત થઇ, પણ વાળને અને સાચી વિદ્વત્તાને ગાઢ સંબંધ પણ છે. વાળ એ વિદ્વત્તાનું સંરક્ષણ કરે છે. જે મગજમાં વિદ્યા રહે છે, એ મગજના રક્ષણાર્થે ઇશ્વરે માથા પર વાળ આવા વિપુલ પ્રમાણમાં ઉગાવ્યા છે, તે પરથી જ ઉપર્યુક્ત સિદ્ધાંતનું સમર્થન થાય છે. એ ઉપરાંત લેખકનાં દાઢીમૂછ વધ્યાં હોય, તો જોનારને એમ થાય, કે 'આને બિચારાને હજામત કરાવવાનો વખત ક્યાંથી મળે? એને વાંચવાલખવાનું કેટલું હોય છે?' એ રીતે દાઢીમૂછના દેખાવથી વિદ્વત્તાની કીર્તિ પ્રસરે છે. આ ઉપરાંત વિદ્વત્તાનો દેખાવ કરવા માટે બીજાં કેટલાંક આવશ્યક કર્તવ્યો પણ છે. પરંતુ હમણાં શરૂઆતમાં આપણા લેખકો પાઘડી પહેરતા અને દાઢીમૂછ રાખતા થાય તો બસ છે.

આ પ્રમાણે આપણે દેખાવમાં વિદ્વત્તા લાવવાના ઉપાયો જોયા. હવે લખાણુમાં વિદ્વત્તા શી રીતે આવી શકે તેનો વિચાર કરીએ. બોલવાની અને લખવાની ભાષા વચ્ચે અમુક તફાવત તો રહે જ છે. પરંતુ ઘણુંખરૂં મનુષ્ય જે ભાષાનો પ્રયોગ બોલવામાં કરે છે, તે જ ભાષાનો પ્રયોગ એનાથી લખવામાં પણ થઇ જાય છે. આથી, અસલના કેટલાક સાક્ષરોની પેઠે, આપણે સામાન્ય વાર્તાલાપ પણ વિદ્વાનની પેઠે કરતાં શીખવું જોઇએ. આપણા વિદ્યમાન લેખકો તો લખવામાં પણ છેક સાદી ભાષા વાપરે છે. વિદ્વત્તાને વિચાર કરતાં ભાષા સાથે વધારે સંબંધ છે, એ ધ્યાનમાં રાખવાની જરૂર છે. એકનો એક વિચાર સામાન્ય મનુષ્ય જે રીતે દર્શાવે તે કરતાં વિદ્વાન જુદી જ રીતે દર્શાવે છે. દાખલા તરીકે, મેં એક વિદ્વાનના વિદ્વત્તાભર્યાં પુસ્તકમાં નીચે પ્રમાણે વાકય વાંચ્યું હતું:

> હર્ષશોક, સુખદુઃખ, શીતોષ્ણ, જયપરાજય આદિ દ્વંદ્વોથી ભરેલા આ સંસારમાં પુરુષે સર્વકાળને વિષે ને સર્વ અવસ્થામાં અભેદબુદ્ધિ કેળવી સ્વાસ્થ્યથી વિચલિત થયા વિના આત્મામાં અનાદિ કાળથી રહેલા ને અનંત કાળ પર્યન્ત રહેનારા આનન્દનો અનુભવ કરતાં જીવન ગાળવું જોઇએ.

આજે ટ્રામમાં હું જતો હતો, ત્યારે મારી પાસે બેઠેલા એક મુસ્લિમ બિરાદરે આવો જ ભાવ વ્યકત કરતાં કહ્યું હતું: 'સારી દુનિયા જલ જાય, અપને મન તો મોજ.' આ મુસલમાનભાઇ અને ઉપર્યુક્ત વિદ્વત્તાભર્યાં પુસ્તકના વિદ્વાન લેખક બંનેના વક્તવ્યનું તાત્પર્ય એક જ છે, છતાં એ બેમાંથી વિદ્વાનની ઉપાધિ કોને આપી શકાય એ વિષે મતભેદનો સંભવ નથી.

આ દાખલા ઉપરથી માલમ પડશે કે વિદ્વાનના બોલવાલખવામાં એક પ્રકારની અભેદ્ય ગંભીરતા, વિચાર ભલે સાદો હોય, તો યે, રહેવી જોઇએ.

લેખકે ઘણું વાંચ્યું છે, વિવિધ પ્રકારનાં શાસ્ત્રોનું પરિશીલન કર્યું છે, એવી છાપ વાચકના મગજ પર પડે એ ઘણું જરૂરનું છે. આવી છાપ પાડવાને અર્થે કેટલાક વિદ્વાન લેખકો પોતાના લખાણમાં અંગ્રેજી, સંસ્કૃત કે બીજા પ્રૌઢ લેખકોના લેખમાંથી વારંવાર ઊતારા આપતા; પારિભાષિક શબ્દોનો બહોળા હાથે ઉપયોગ કરતા; મૂળ લખાણ કરતાં યે વધારે પાનાં 'ફૂટ-નોટ'થી ભરતા. હાલના લેખકો એમ નથી કરતા, તેથી બેવડું નુકસાન થાય છે. તેઓ વિદ્વાન છે એવી પ્રતીતિ વાચકને થતી નથી એટલું જ નહિ, પણ ક્વચિત એમની કલ્પના ને વિચાર કોઈ લેખકની કલ્પના ને વિચારને મળતાં આવતાં દેખાય તો એને માથે અપહરણનો આરોપ મૂકવામાં આવે છે.

સામાન્ય વાર્તાઓમાં પણ વિદ્વતાનું તત્ત્વ દાખલ કરી શકાય એમ છે. વાર્તાપ્રવાહની વચ્ચે વચ્ચે તત્વજ્ઞાનભર્યા નિબંધોના ખડકો ઊભા કરી, પ્રસંગે પ્રસંગે કવિઓની કાવ્યપંક્તિઓના ઉતારા પર ઉતારા ખડકી, વાચકને અહોભાવનો અનુભવ કરાવી શકાય. ઉદાહરણ તરીકે 'ભૂત'ની વાર્તા લખવી હોય, તો ભૂત વિષે દલપતરામે નિબંધ લખી પારિતોષિક શી રીતે મેળવ્યું, ભૂત શબ્દની વ્યુત્પત્તિ શી છે, જગતમાં ભૂતનો વહેમ ક્યારે ને કેમ દાખલ થયો, પરલોક ને આલોક વચ્ચે સંબંધ સાધવાના શા શા પ્રયત્નો કેટલી સફળતાથી થઈ રહ્યા છે, એ વિષય પર વિદ્વાનો શું લખે છે ઈત્યાદિ અનેક બાબતોનો એમાં ઉલ્લેખ કરવો જોઇએ. આવી એક વાર્તા મેં લખી હતી, પણ કોઇક 'ભૂત' એ ઉપાડી ગયો છે એટલે અહીં આપી હું મારી વિદ્વત્તા

સિદ્ધ કરી શકું એમ નથી.

આ બધા કરતાં વિદ્વાન થવાનું મોટું સાધન તે આપણે વિદ્વાન છીએ એમ માનવું તે છે. હું વિદ્વાન છું, તું વિદ્વાન છે, તે વિદ્વાન છે, આપણે સૌ વિદ્વાન છીએ; એવી ભાવના પ્રતિક્ષણ આપણે કેળવવી જોઇએ. કીડો ભમરીનું ધ્યાન ધરતો ધરતો ભમરીરૂપ થઇ જાય છે, 'હું બ્રહ્મ છું, તું તે છે, સર્વ બ્રહ્મ છે' એવો પાઠ કરતો મનુષ્ય બ્રહ્મત્વને પામે છે તે જ ન્યાયે આપણે પણ 'આપણે સૌ વિદ્વાન છીએ' એવો મંત્ર જપતાં જપતાં વિદ્વાન થઇ જઇશું.

કેટલાક સાક્ષરો એકબીજાને પત્ર લખે છે, ત્યારે સરનામામાં 'સાક્ષરશ્રી' લખે છે તેનું કારણ પણ આજ છે. પત્ર લખનારે કદાચ વિવેક ખાતર જ 'સાક્ષરશ્રી' લખ્યું હોય, પણ જેને ઉદ્દેશીને પત્ર લખાયો હોય છે તે પોતાને સાચો સાક્ષર જ માનતો થઇ જાય છે, તેમજ 'પોસ્ટમેન' ને બીજા વાંચનારાઓ પણ એને સાક્ષર ધારી લે છે અને આમ ધીરે ધીરે એની સાક્ષરતા સર્વતોમુખ થઈ જાય છે.

શ્રી. નરસિંહરાવ દીવટિયાને આ મહાસત્યનું ભાન થયું હશે તેથી કે અજાણ્યે પણ એઓ હંમેશા પોતાના ચર્ચાપત્રમાં પ્રતિપક્ષીને વિદ્વાનની ઉપાધિ, ઓછામાં ઓછી દશેક વાર, લગાડયા વિના રહેતા નહિ. આથી એમનાં ચર્ચાપત્ર વાંચનારાઓના મનમાં 'બે વિદ્વાનો વચ્ચે ચર્ચા ચાલી રહી છે' એવો સહજ ખ્યાલ બંધાતો અને એમના ચર્ચાપત્ર સાથે વિદ્વાનોની સંખ્યા પણ નિરંતર વૃદ્ધિ પામતી રહેતી.

રા. નરસિંહરાવ જેટલું ઔદાર્ય કદાચ આપણામાં ન હોય ને આપણે પ્રતિપક્ષીને વિદ્વાન ન કહીએ, તોપણ એમનો

દાખલો લઈ આપણા પક્ષવાળાઓને તો આપણે વિદ્વાન કહેવા જ જોઈએ.

ગુજરાતના સર્વ તંત્રીઓ, લેખકો ને પત્ર લખનારાઓને મારી સાગ્રહ વિજ્ઞપ્તિ છે કે એમણે હંમેશાં અન્ય લેખકોના નામ આગળ 'સાક્ષર', 'વિદ્વાન' વગેરે શબ્દોનો પ્રયોગ કરતા રહેવું.

વિદ્વત્તા વિષેની આ ઝીણવટભરી સમીક્ષા વાંચી મને લાગે છે કે ગયા યુગના વિદ્યમાન વૃદ્ધ સાક્ષર ગમે તે કહે, પણ હું વિદ્વાન છું.



[૭]

# વર્ષફળ

હરિજનોને સવર્ણ હિંદુઓથી ચૂંટણીની બાબતમાં જુદા કરવાના પ્રયત્નના વિરોધ તરીકે ગાંધીજીએ યરવડા જેલમાં પ્રાણાંત પર્યંત ઉપવાસ આદરવાનો નિશ્ચય કર્યો છે એમ વાંચી હું મારી પાસે ચહાનું પ્યાલું પડયું છે, એ વાત પણ વીસરી ગયો હતો, એટલામાં મારા પાડોશી પાણુભાઇ એમના બેએક મિત્રોને લઇ ઓરડામાં ધસી આવ્યા.

'કેમ, હું શું કહેતો હતો ? ખરૂં પડયું ને ?'

'હા.' મેં જવાબ દીધોઃ 'તમારી વાત ખરી છે. કોળું ને વાલની દાળ કરતાં કોળું ને તૂરિયાનું મિશ્રણ સારૂં થાય છે.'

'અરે ! એમ મેં કયારે કહેલું ?'

'તમે નહિ તો બીજા કોઇએ કહ્યું હશે. પણ વાત ખરી છે.'

'અરે ! કોળુંતૂરિયાને નાખો ખાડામાં. હું તો ગાંધીજી માટે વાત કરૂં છું. વાંચ્યું ને તમે ? ગાંધીજીને છોડવા પડવાના.'

'ગાંધીજીને છોડવાના છે કે નહિ તે તો બરાબર નથી જાણતો, પણ ગાંધીજી ઉપવાસ કરી દેહ છોડવા સુધી તૈયાર

થઈ ગયા છે એવું કંઈક છે ખરૂં.'

'હા, પણ સરકારનો એમને છોડયા વિના છૂટકો જ નથી. હું કહેતો'તો કેની કે ગાંધીજી સપ્ટેંબરમાં છૂટી જશે!'

'હા, હા. તમે બેચાર વાર કહ્યું હતું ખરૂં, પણ તે પહેલાં'–હું બોલવા ગયો, પણ વાકય પૂરૂં કરૂં તે પહેલાં ચાલીમાંથી પસાર થતા એક ગૃહસ્થ પર પાણુભાઇની નજર પડી ને 'કેમ રામુભાઇ! મેં શું કહ્યું હતું? સપ્ટેંબરમાં ગાંધીજી છૂટી જવાના.' એમ બોલતા બોલતા છલંગ મારીને એ રામુભાઇ પાસે ગયા. એમના મિત્રો 'હા, હા. કહ્યું હતું–બેચાર વાર.' એમ કહેતા એમને અનુસર્યા.

'કેવો અદ્‌ભુત પુરુષ!' મને થયું. સામાન્ય કારકૂન હોવા છતાં એ સરકારની ખાનગી બાબતો પણ પહેલેથી જાણે છે. અમારી ચાલીમાં પાણુભાઇ બહુ સમર્થ 'પોલિટિશિયન' ગણાય છે. પ્રત્યેક રાજદ્વારી વ્યક્તિના વર્તનમાં છૂપાયલું રહસ્ય એ તરત પારખી કાઢે છે. એટલું જ નહિ, પણ હવે શું થશે તેની ચર્ચા પણ વર્તમાનપત્ર વાંચીને એ સબળ રીતે કરી શકે છે. ગઈ સત્યાગ્રહની લડત વખતે એમણે કહ્યું હતું કે: 'ગાંધીજી ને બીજા બધા છૂટી જશે' ને બધા છૂટયા પણ હતા. હિંદુમુસલમાનના હુલ્લડ વખતે એમણે કયાં કયાં ને કયારે કયારે તોફાન થશે તે પહેલેથી જણાવ્યું હતું ને કેટલીક વાર તો કેટલે કલાકે હુલ્લડ થશે તે પણ કહ્યું હતું; અને આશ્ચર્યની વાત તો એ છે કે એકાદ વખત એમણે કહેલા સમયે ને સ્થળે હુલ્લડ થયું પણ હતું. આ વખતે એમણે ગાંધીજીના છૂટકારા વિષે અનેક વાર કહ્યું હતું. માર્ચમાં 'એપ્રિલમાં ગાંધીજી છૂટશે' એમ એમણે જણાવ્યું હતું. એપ્રિલમાં 'મેમાં છૂટશે,' એમ પણ કહ્યું હતું. ત્યાર પછી મે મહિને 'જૂનમાં,' જૂન મહિને 'જુલાઇમાં,' જુલાઇ મહિને 'ઓગસ્ટમાં,' ઓગસ્ટ મહિને 'સપ્ટેમ્બરમાં,' એ છૂટવા જ

જોઇએ એમ ક્રમશઃ એમણે છૂટકારાની મુદતમાં વધારો કર્યો હતો. આ પ્રમાણે ગાંધીજી ગમે તે માસમાં છૂટે તો પણ એમની ભવિષ્યવાણી ખરી પડવાની જ; કારણ કે એ જે માસમાં છૂટશે તેને આગલે મહિને 'આવતા મહિને ગાંધીજી છૂટશે' એમ એમણે કહેલું જ હશે. અને 'વિલ'ની બાબતમાં જેમ પૂર્વનાં બધાં 'વિલ' રદ ગણાય છે, છેવટનું જ સાચું મનાય છે, તેમ એમની આગલી ભવિષ્યવાણી રદ ગણાઇને એમનું અંતિમ ભાવિકથન જ સાચું ગણાવાનું. એમણે કહેલી વાતો ખોટી પડી હોય તે લોકસ્મૃતિમાંથી ભૂંસાઇ જાય છે ને એમની વાત સાચી પડે તે બધાંને યાદ રહી જાય છે. આ પ્રમાણે પાણુભાઇની ક્રાન્તદર્શી તરીકેની પ્રતિષ્ઠા દહાડે દહાડે વધતી જાય છે.

લોકહૃદયમાં સ્નેહ ને સન્માનભર્યું સ્થાન મેળવવું હોય, ત્વરાથી પ્રતિષ્ઠા પ્રાપ્ત કરવી હોય, તો બનાવોની આગાહી કરતા રહેવું એ જરૂરનું છે. એ આગાહી ખોટી પડે, તો અનેક પ્રકારની નાદાબારીઓનો આશ્રય લઈ શકાય. ખરી પડે (અને અનેકમાંથી એકાદ તો ખરી પડે જ ) તો ક્રાંતદર્શી તરીકેની પ્રતિષ્ઠા સહેજમાં મળી જાય.

ચમત્કાર વગર નમસ્કાર નથી. આ જમાનામાં આગલા સર્વ જમાનાની પેઠે, કોઇ પણ પ્રકારની આગાહી કર્યા સિવાય, વર્તારા પ્રગટ કર્યા વિના, કીર્તિ કદી મળી શકે એમ નથી. આથી મારે પણ ભવિષ્યકથન કરવું જોઇએ એમ મને લાગે છે. કંઇ નહિ, તો આવતા વર્ષમાં શા બનાવો બનાવાના નથી તે મારે જણાવવું જ જોઇએ. નહિ તો, કીર્તિ માટેની શરતમાં હું પાછળ પડી જઇશ. 'ઑલ્સો રેન' ('એ પણ દોડયો હતો')ના વર્ગમાં મારૂં નામ આવશે. એવો ભય છે.

પરંતુ શા આધારે ભાવિકથન કરવું ? પાણુભાઇ કોને

આધારે આટલી બધી આગાહી કરી શકે છે તે, ઘણો પ્રયત્ન કરવા છતાં, હું સમજી શક્યો નથી. આગાહી કરવાનું એક સબળ ને સફળનિષ્ફળ સાધન જ્યોતિષ છે તે હું જાણું છું. એ શાસ્ત્રના થોડાઘણા પારિભાષિક શબ્દો પણ મેં સાંભળ્યા છે. થોડાક જોશીને હું ઓળખું છું ને તેઓ મને ઓળખે છે. જ્યોતિષશાસ્ત્રને લગતાં થોડાંક દળદાર પુસ્તકો પણ મેં જોયાં છે– પુસ્તકાલયના કબાટમાં. મારા ભાઇએ એવાં બેએક પુસ્તકોનાં કેટલાંક પાનાં વાંચ્યાં પણ છે. માત્ર એક વર્ષના બનાવની આગાહી કરવા માટે, હું ધારૂં છું કે, આટલી યોગ્યતા ઓછી નથી.

એ આગાહી કરતાં પહેલાં વાચકને થોડી સૂચના કરી લઉં. વર્ષફળ કાઢી આપવા માટે જોશીઓ પૈસા લે છે, તેમ હું લેવા માંગતો નથી, પૈસા કમાવાનો ઉદ્દેશ મારો છે નહિ. પરંતુ મારૂં ભવિષ્યકથન વાંચી કોઇ સહૃદય વાચક ખૂશ થઇ જાય, અને મને કંઇ આપવા માગે તો તેણે નિરાશ થવાની જરૂર નથી. હું લેખક છું, બ્રાહ્મણ છું, ને જોશી–છું નહિ, પણ થવાને રસ્તે છું એટલે દક્ષિણા લેવાનો અધિકારી છું, તેથી 'સ્વસ્તિ' કહીને એવા વાચક પાસેથી મને દ્રવ્યાદિકનું ગ્રહણ કરતાં વાંધો આવે એમ નથી. મારા ભવિષ્યકથન વિષે કોઇને કાંઇ પત્રવ્યવહાર કરવો હોય તો તેને તેમ કરવાની છૂટ છે. બધો પત્રવ્યવહાર ખાનગી રાખવામાં આવશે. હું પોતે પણ એ નહિ વાંચું. જેને એમાં સમજ ન પડે તેણે પોતાનાથી હોશિયાર માણસને (જો કોઇ હોય તો) પૂછી જોવું. એને સમજ ન પડે, તો એનાથી વધારે હોશિયાર માણસને પૂછવું. એનાથી પણ ન સમજાય, તો સમજવાનો પ્રયત્ન છોડી દેવો. ડાહ્યા માણસે તો સમજવાનો પ્રયત્ન પહેલેથી જ ન કરવો. આટલી ઉપયોગી સૂચના કર્યા પછી હું આવતા વર્ષ સંબંધી નીચે મુજબ ભવિ-

ચ્ય ભાખું છુંઃ

કર્કનો ગુરુ (કે ગુરુનો કર્ક અથવા એવું બીજું કાંઇ) તુલાના શુક્ર (કે શુક્રની તુલા અથવા બીજા કંઇક)ની સાથે થશે, અથવા એવું જ બીજું કંઇક થશે. આથી આવતું વર્ષ આવશે એમાં સંદેહ નથી. પણ બુધ (અથવા ગુરુ, શુક્ર, શનિ, રવિ, સોમ કે મંગળ) પાપસ્થાને હોવાથી એમ થતાં પહેલાં, અર્થાત્ આવતું વર્ષ આવતાં પહેલાં, આ વર્ષ પૂરૂં થઇ જવું જોઇએ. એક દિવસ પણ રહી જવો ન જોઇએ. આખું વર્ષ સંપૂર્ણ રીતે ખલાસ થઈ જવું જોઇએ. એમાં જરા પણ ગરબડ નહિ ચાલે. આવતા વર્ષના ઉપર એક કે તેથી વધારે ગ્રહની અસર થતી હોવાથી એ વર્ષમાં ઘણા બનાવો બનશે. આપણા દેશમાં જ નહિ પણ ઘણા દેશોમાં–લગભગ બધા જ દેશોમાં–બનાવો બનશે. શાસ્ત્રમાં કહેલું છે કેઃ 'સાતમે સ્થાનકે શુક્ર જો આવિયો, ભાગ્ય તેનું ઘણું દેવને ભાવિયો.' પણ સાતમે સ્થાને આવતા વર્ષમાં, શુક્ર ન હોવાથી, એવું થવાનો સંભવ નથી. સાતમું સ્થાન ખાલી છે,–અથવા મને ખાલી દેખાય છે. એ સ્થાને કોઈ ગ્રહ છે કે નહિ તે મને સમજાતું નથી. લગ્નનો સ્વામી કન્યાનો પણ સ્વામી છે. આથી આવતા વર્ષમાં સસરા-જમાઇનો યોગ ઓછો થશે–કદાચ વધારે પણ થાય, કારણ કે કેન્દ્રસ્થાને મીંડું છે. સૂર્યની દૃષ્ટિ બુધ પર પડે છે, એટલે આવતા વર્ષમાં સૂર્ય ઊગશે ખરો, પણ બુધની દૃષ્ટિ બીજી બાજુએ, એના પાડોશીની પત્ની તરફ, હોવાથી એ પાછો આથમી જશે. સૂર્ય વક્રગતિનો છે, આથી આવતા વર્ષમાં દિવસો ઘણા છે અને રાત પણ એટલી જ છે. રાહુ ને કેતુ બંને મૃત્યુસ્થાનમાં હોવાથી આવતા વર્ષે ઘણા માણસો મરી જશે. છઠ્ઠે બુધ હોવાથી મરશે તેનાથી યે વધારે માંદા પડશે. કેટલાકને દમ, કેટલાકને

ળિધરસ, કેટલાકને અપચો, કેટલાકને કબજિયાત, કેટલાકને સંગ્રહણી, કેટલાકને ન્યૂમોનિયા, કેટલાકને મેલેરિયા; અને કેટલાકને 'ટાઇફોઇડ' થશે અને જાતજાતના રોગથી લોકો ને જનાવરો પિલાશે. બૃહસ્પતિ વક્ર થાય છે, માટે વિદ્વાનો વાંકા થશે. વર્ષની શરૂઆતમાં મકરમાં રવિની સંક્રાંતિ થાય છે, એટલે તે વેળા ટાઢ પડશે, ને કેટલાક લોકો 'બહુ ટાઢ પડે છે' એમ કહેશે. ત્યાર પછી મંગળની દૃષ્ટિ એક બીજા ગ્રહ પર પડે છે, તેથી તાપ પડશે ને 'આવો તાપ કોઈ દિવસ નહોતો જોયો' એમ થોડા માણસો બોલશે. શનિ મેષનો છે, ને રાહુ હંમેશનો છે એટલે વરસાદ પડશે. પણ ધનનો બુધ આવતાં વરસાદ અટકી જશે. આવતા વર્ષમાં અનાજ પાકશે, પણ થોડું કોહી જશે; લોકો વચ્ચે લડાઇ થશે ને સમાધાન પણ થશે; ખેડૂતો ખેતી કરશે; લેખકો લેખ લખશે; વેપારીઓ વેપાર કરશે. પહેલા સ્થાનમાં બધા જ ગ્રહની આવવાની ઇચ્છા છે, પણ એકેથી આવી શકાતું નથી. આથી આવતા વર્ષમાં માણસોના મનમાં બધી બાબતમાં પહેલે સ્થાને આવવાની ઇચ્છા થશે. વર્ષ દરમિયાન જુદા જુદા ગ્રહની આંતરદશાઓ ને મહાદશાઓ આવે છે. બુધની દિન બાવનની આંતરદશા છે તે રોગ કરાવે ને રોગ મટાડે. ધનનો નાશ કરે ને ધન અપાવે. તે પછી દિન ૭૨ની ગુરુની મહાદશા છે તે સર્વ વાતે સુખ આપે, પણ કેટલીક વાતે દુઃખ આપે. ત્યારે બાદ દિન ૪૮ની શનિની દશા છે તે બંધન અપાવે ને મુક્તિ પણ અપાવે. કેટલાકને એ કંઇ નહિ કરે. પછી દિન ૭૮ની શુક્રની મહાદશા છે તે ધનધાન્યપશુ-પુત્ર, રાજસમાજધર્મ આદિના વિષયમાં–શું કરશે તેની એને પોતાને પણ ખબર નથી. પછી દિન ૫૪ની મંગળની દશા છે તેમાં કેટલાક લોકોને ખીલ, દરાજ, ખરજવું અને ગૂમડાં થાય.

પણ એ દશામાં સોમની દશા અંતર્ભૂત હોવાથી વૈદ્યના ઉપચારથી મટવાનો સંભવ રહે. છેવટે દિન ૫૬ની સૂર્યની મહાદશા આવે છે તેમાં લોકોને સુખદુઃખ, ટાઢતડકો, અગવડસગવડ, જય-પરાજય, લાભઅલાભ, ઊંઘઉજાગરો, ભૂખતરસ વગેરેના અનુભવ થાય. પણ આ સર્વમાં રાહુ ને કેતુ રહી ગએલા હોવાથી, લોકોને પથારીમાં ચાંચડ, માંકડ તથા મચ્છરથી, રસોડામાં વંદા ને ઉંદરથી, રસ્તામાં કૂતરાબિલાડાં, ગાયગોધા, તથા ટ્રામ, ગાડી, ને મોટરોથી ત્રાસ થાય. સામાન્ય રીતે જોતાં આવતા વર્ષ દરમ્યાન લોકોના મનમાં ચિંતા ને તર્ક, હૃદયમાં લાગણી ને ધબકારા તથા ગજ-વામાં થોડાક પૈસા ને કાગળિયાં રહે. સૂર્યની દશા પૂરી થતાં, જીવતા હશે તે જોશે, કે વર્ષ પણ પૂરૂં થયું. ને પૂરૂં થાય તેમાં નવાઈ નથી. કારણ કે એના મૃત્યુસ્થાનમાં કેતુ છે. આ પ્રમાણે આવતું વર્ષ પસાર થવાનું છે એમાં કોઇ જાતનો શક નથી.



## [૮]

# પ્રગતિ કે અધોગતિ ?

જગત પ્રગતિને પંથે પ્રયાણ કરી રહ્યું છે કે અધોગતિને માર્ગે સરી રહ્યું છે એ વિષે વિદ્વાનોમાં અનેક પ્રકારના મતભેદ પ્રવર્તી રહ્યા છે. કેટલાક માને છે કે જગત પ્રગતિને પંથે જ જઇ રહ્યું છે; આપણા છેક પુરાતન કાલના પૂર્વજો વાંદરા હતા, તેમાંથી સુધરી સુધરીને ક્રમશઃ આપણા બાપદાદાઓએ ગધેડા સુધીની પ્રગતિ સાધી. આપણે મનુષ્ય બન્યા છીએ અને હવે પછીની પ્રજા દેવરૂપ બનશે. બીજા વિદ્વાનો કહે છે કે સત્યયુગ સમયના લોકો દેવરૂપ હતા, ત્યાર પછી અધોગતિ પામતા પામતા તે મનુષ્યરૂપ થયા, હવે આપણે વાંદરા બન્યા છીએ, આપણા પછીની પ્રજા તો પશુ કરતાં યે અધમ કોટિની થશે. પહેલા વિદ્વાનો માને છે કે મનુષ્યનો સ્વભાવ પતનશીલ છે. બીજા વિદ્વાનો કહે છે કે મનુષ્ય સ્વાભાવિક રીતે જ પ્રગતિપરાયણ છે. પહેલા વિદ્વાનો પોતાના મતની પુષ્ટિમાં પ્રાચીન કાળના વેદ, ઉપનિષદ, મહાભારત, બાઇબલ, અવસ્તા

ઇત્યાદિ ધાર્મિક ગ્રન્થો ને અત્યારના વિલાસી વાતાવરણ પોષનારા આધુનિક ગ્રન્થોનો નિર્દેશ કરે છે. બીજા વિદ્વાનો પોતાના અભિપ્રાયના સમર્થનમાં તે વખતના વૈજ્ઞાનિક, ઐતિહાસિક ને પ્રમાણભૂત સાહિત્યની અલ્પતા ને એ પ્રકારના આધુનિક સાહિત્યના બાહુલ્યનું નિદર્શન કરાવે છે. પહેલા પ્રકારના વિદ્વાનો પ્રાચીન કાળના સુખમય જીવન ને અત્યારના વિષાદપૂર્ણ જીવનના વૈષમ્યનું સૂચન કરે છે. બીજા પ્રકારના વિદ્વાનો પ્રાચીન કાળના હાડમારી ને અડચણથી ભરેલા જીવન સાથે અત્યારના સુખસગવડનાં સાધનોથી ભરેલા જીવનનો તફાવત દર્શાવે છે.

એકલા વિદ્વાનોમાંજ આ મતભેદ પ્રવર્તી રહ્યો છે એમ નથી; પરંતુ એ મતભેદના રસછાંટણાં અવિદ્વાનો ને જુદા જુદા ધંધાદારીઓને પણ ઊડયા વિના રહ્યાં નથી. કેટલાક વૃદ્ધ રસોઇઆઓ તથા ભોજનનિપુણો કહે છે કે અસલના જેવા બટાકા હવે મળતા જ નથી. પચાસ વર્ષ પર બટાકામાંથી જે સુગંધ આવતી તેને સોમે ભાગે પણ હવે આવતી નથી; ત્યારે બીજા સુધારક રસોઇઆએ ને ભોજનનિપુણો કહે છે કે અસલ વળી આવા બટાકા જ કયાં હતા? હમણાંના બટાકામાંથી કોઇને સુગંધ ન આવતી હોય તો તેમાં વાંક બટાકાનો તો નથી જ. ઊલટું હમણાં જેવી જાતજાતની વાનીઓ અસલ બની શકતી જ નહિ; અસલમાં પાણી જ એવાં હતાં!

કેટલાક નિરાશાવાદી હજામો માને છે કે હજામતની કલાનો લગભગ નાશ થઇ ગયો છે. અસલના હજામો ઊંઘતા સિંહની હજામત કરતા ને સિંહને સ્વપ્નું આવતું હોય તો તેમાંયે ભંગ પડતો નહિ. હવે તો રહ્યા છે માત્ર ભેંસમૂડા અને તેથી જ લોકો હાથે હજામત કરી કરી પોતાની દાઢીની દુર્દશા કરી રહ્યા છે. બીજા આશાવાદી હજામો માને છે કે અસલ લોહી કાઢવામાં જ

હજામતની કલા સમાઈ જતી. હાલ તો હજામનું બે વર્ષનું બાળક પણ, મોં પર અસ્ત્રો ફરે છે કે રેશમી કપડું તે સમજાય નહિ એવી રીતે હજામત કરી શકે છે.

આધુનિક શિક્ષણના પ્રખર વિરોધી મારા ઓળખીતા એક વૃદ્ધ ગૃહસ્થ કહે છે કે પહેલાના જેવા હૃષ્ટપુષ્ટ ને માતેલા ગોધાઓ પણ દેખાતા નથી. ગોધાઓ પણ હવે તો ગ્રેજ્યુએટ થઇ ગયા છે–કંતાએલા, દમ વિનાના ને છત્રી બતાવીએ એટલે ભડકીને નાસી જાય એવા ! એમનો જ પુત્ર એમને જવાબ આપતાં જણાવે છે કે હાલના ગોધાઓ પણ સુધરી ગયા છે, અને ધીમે ધીમે અહિંસક થતા જાય છે.

કેટલાક વૃદ્ધ પ્રજાપતિઓ કહે છે કે અસલના જેવા શાન્ત, કદાવર, ઉદ્યોગી ને કહ્યાગરા ગધેડા હાલ બિલકુલ દેખાતા નથી. હાલના તો ગધેડાઓ પણ બળવાખોર, નિરુદ્યમી ને સામ્યવાદી થઇ ગયા છે. જુવાન કુંભારો કહે છે કે અસલનાં તો માણસો પણ ગધેડા જેવા હતાં ને હાલના તો ગધેડાઓ પણ માણસ જેવા થવા માંડયા છે.

પરંતુ આ તીવ્ર મતભેદની વચ્ચે, ભિન્નભિન્ન રંગવાળી નિઃકૃષ્ટ અધમ પ્રજાઓનાં અજ્ઞાનજન્ય કોલાહલ વચ્ચે એકલતામાં ભવ્યતાથી વિરાજતી શ્વેતરંગી પ્રજા સમી, એક વસ્તુ–સર્વે જેમાં સંમત છે એવી–જણાઇ આવે છે. જગત ગતિ કરી રહ્યું છે એ વિષે બધા એકમત છે. પછી તે ઊર્ધ્વગતિ હોય કે અધોગતિ, વક્રગતિ હોય કે સીધી ગતિ, સર્વ પ્રકારની ગતિઓનો ખીચડો હોય કે હિંચકાગતિ હોય; પણ જગત ગતિમાન છે ને રહેશે એની કોઇથી ના પાડી શકાતી નથી.

આ ગતિ તે કયા પ્રકારની છે તે હું શોધી શકીશ એમ હું માનતો હતો–કોઈ કોઇ વખત હજી પણ એમ મારાથી માની

જવાય છે. પરંતુ હજી એનો નિર્ણય હું કરી શક્યો નથી. કેટલીક વસ્તુમાં જગત અકુંઠિત ગતિએ પ્રગતિ સાધી રહ્યું છે, તો કેટલીક બાબતમાં અધોગતિની ખીણમાં એ જોસભેર ગબડી રહ્યું છે. વયની બાબતમાં જગતે કરેલી પ્રગતિ નોંધવા લાયક છે અને હજી એ બાબતમાં એની પ્રગતિ થયાં જ કરશે એ નિઃસંશય છે. ધર્મના વિષયમાં જગત અધોગતિને માર્ગે ચઢી ચૂક્યું છે એ પણ થોડી આનાકાની કર્યા પછી કબૂલ કરવા જેવું છે. આમ અધોગતિ ને પ્રગતિ બંને એકસાથે જ જગત સાધી રહ્યું છે. અને તેથી જ આપણે નથી ગધેડા બની શકતા કે નથી દેવપદ પામી શકતા.

(૨)

માનવજીવનમાં દુર્ભાગ્યે એક એવો સમય પણ આવે છે, કે જ્યારે બાલ્યકાળ પૂરો થતાં, અભ્યાસનો અન્ત આવતાં ને કેટલીક વાર પરણી લીધા પછી 'હવે મારે શું કરવું' એવો એને વિચાર આવવા લાગે છે. ધીરે ધીરે એ વિચાર વધતો જાય છે ને પછી એ નોકરી શોધવા માંડે છે. એક રળિયામણી રાતે મને એ વિચાર આવ્યો ને બીજા દિવસના ઘોર પ્રભાતે હું નોકરી શોધવા ચાલ્યો.

આ બાબતમાં ઉતાવળ કરવી સારી નહિ, અનુભવીઓની પહેલાં સલાહ લેવી વધારે યુક્ત છે, એમ માની હું મારા એક વકીલ મિત્રને મળ્યો. "તું શી સલાહ આપે છે? હું એલએલ. બી. થઇને વકીલાત કરું?"

"અરે! ભાઈ, ના." મારા વકીલ મિત્ર બોલ્યાઃ "વકીલાતનો ધંધો કરી તું પાંચદશ વર્ષ સુધી તારા ઘરનું ભાડું પણ ચૂકવી શકશે એમ તું ધારતો હશે તો તે તારી ભૂલ છે. એના કરતાં તો કાંઇ બીજો ધંધો શોધી કાઢ."

એ પછી હું એક વેપારીને મળ્યો ને એની સલાહ પૂછી. "ભાઇ, વેપાર અત્યારે કોનો ચાલે છે કે તમારો ચાલશે? હમણાં તો ઘાટીને પગાર આપવા જેટલી પણ કમાણી નથી."

વેપારનો વિચાર માંડી વાળી હું મારા ઓળખીતા એક શેરદલાલને મળ્યો ને શેરબજારમાં દાખલ થવાની ઇચ્છા એમના સમક્ષ દર્શાવી. "બાપા પૈસા મૂકી ગયા હોય ને લોકોના ઘોંઘાટ સાંભળવા બજારમાં આવવું હોય તો ખાસ ખોટું નથી. પણ એમાંથી કંઈ પેદા કરી જવાની આશા રાખતો હોય તો તું ભીંત ભૂલે છે." એમણે જણાવ્યું.

એમને ત્યાંથી નિરાશ થઇને પાછો ફરતો હતો એવામાં રસ્તામાં મારો એક શિક્ષક મિત્ર મળ્યો.

થોડી ઘણી વાતચીત કર્યા પછી મેં એમને કહ્યું: "હું કોઇ નિશાળમાં શિક્ષક તરીકે દાખલ થવા માંગું, તો મને જગા મળે કે નહિ?"

'મુંબઇનો દરિયો બધો પૂરાઈ ગયો?' એણે મને પૂછ્યુ

"ના, કેમ?" મેં ચકિત થઇને સામો પ્રશ્ન કર્યો.

"દરિયામાં સમાઇ જવાય એટલાં પાણી હોય, તો શાળામાં દાખલ થવાનો વિચાર કરવો એ મૂર્ખતા છે." એણે જણાવ્યું.

પછી હું એક મારા ઓળખીતા પત્રકારની ઓફિસે ગયો ને મને તંત્રીખાતામાં કે ખબરપત્રી તરીકે પણ રાખી લેવાની એને વિનંતી કરી.

"પત્રકાર થવાની ઇચ્છા આ પહેલી જ વાર થઈ આવી, કે પહેલાં પણ એવી ઇચ્છા થતી?" એમણે પૂછ્યું.

"કોઈ કોઇ વાર એવી ઇચ્છા થતી ખરી." મેં જવાબ વાળ્યો.

"એમ ? ત્યારે રોગ વ્યાપી ગએલો જણાય છે."

"શું ?"

"એ એક જાતની ઘેલછા છે. પત્રકાર થવાની ઇચ્છા એ એક પ્રકારના ગાંડપણની નિશાની છે અને હવે તમને એવી ઇચ્છા થઇ આવે ત્યારે ઘરમાં કોઈ હોય તો તેને કહેજો કે તમને અંધારી ઓરડીમાં પૂરી રાખે ને ત્રણચાર દિવસ સૂધી ભૂખ્યા રાખે. એવા સખ્ત ઉપાય લીધા વિના એ રોગ વધતો અટકાવવો મુશ્કેલ છે."

"મજાક નહિ, હું ખરૂં કહું છું." મેં કહ્યું.

"હું મજાક નથી કરતો," એમણે જણાવ્યું: "પણ હું કોઇને પત્રકાર થવાની સલાહ આપી શકું એમ નથી. તમે મારા મોટામાં મોટા દુશ્મન હોત તો કદાચ એવી સલાહ આપત. તમે પરણેલા છો, ખરૂં ને ?" અચાનક એણે પ્રશ્ન પૂછયો.

"હા, કેમ ?" મેં પૂછ્યું.

"ત્યારે જો તમારી એ કોડભરી, હોંસીલી ને પ્રેમાળ પત્ની માટે તમને જરા જેટલો પણ પ્રેમ હોય—અરે ! એને માટે પાળેલા પશુ જેટલી પણ દયા હોય, તો હવેથી વર્તમાનપત્રો ને માસિકોની ઓફિસ જે મહોલ્લામાં આવી હોય તે મહોલ્લામાં પણ પગ ન મૂકતા ! મારા મિત્ર જાણીને તમને આવી સલાહ આપું છું."

આવા અનેક અનુભવને અંતે મને માલમ પડયું કે દ્રવ્યોપાર્જન ને ધંધાની બાબતમાં જગત અધોગતિ સેવી રહ્યું છે.

ડૉકટરો, વકીલો, દલાલો, મોચીઓ, હજામો, કલાકો વગેરે સર્વને પૂછી જોતાં માલમ પડે છે કે એ સર્વ ધંધામાં પ્રતિદિન વધારે ને વધારે મંદતા આવતી જાય છે. ડોકટર હજામની

ઈર્ષ્યા કરે છે; હજામ વકીલની અદેખાઇ કરે છે; વકીલ મોચીનો ધંધો લીધો હોત તો સારૂં એમ માને છે; મોચી દલાલ થવાની આકાંક્ષા રાખે છે; દલાલ પોતે માસ્તર ન થયો તેથી શોકાર્ત્ત થાય છે; માસ્તર ગાડીવાળાને પોતાનાથી ભાગ્યશાળી માને છે; ગાડીવાળો પાટીવાળાના ધંધામાં કંઇક કમાણી ખરી એમ ધારે છે; પાટીવાળો મીલમજૂર થવાનાં સ્વપ્નાં સેવે છે; મીલમજૂર પોતાને મીલમાલિક ન બનાવ્યો માટે ઈશ્વરને દોષ દે છે; મીલ-માલિક લેખકનો ધંધો ઠીક એમ માને છે; અને લેખક અડધી રાતે લેખ પૂરો કરી, બધાં ઊંઘી ગયા પછી પોતાના હીણકમાઉ ધંધા માટે આંસુ સારતો ઓશીકું ભીંજવે છે! ખરેખર, જગત પ્રગતિ કરી રહ્યું છે એમ માનનારા હજી જીવતા કેમ રહ્યા છે તે સમજાતું નથી!

( ૩ )

એક દિવસ 'સેકન્ડહેન્ડ' ચોપડી વેચનારની દુકાને ચોપડીઓ ઉથલાવતાં એક જૂની ચોપડીમાં અદ્દભુત જાહેર ખબર છાપેલી જોઇ. એ જાહેર ખબર જોઇ મને થયું કે જાહેરખબરની કલાના વિષયમાં જગત જે ચપળતાથી પ્રગતિ કરી રહ્યું છે તે જોઇ અધોગતિના સિદ્ધાન્તવાદીઓ આપઘાત કેમ નથી કરતા? દરજી, મોચી, ઘાંચી, હજામ, વૈદ્ય, કુંવારી કન્યા, કુંવારા પુરુષો, લેખકો, પ્રકાશકો, પાર્લામેન્ટના સભ્યો ને સરકાર સુધીની સર્વ વ્યક્તિઓ આત્મપુરસ્કારની અનિવાર્ય ભાવનાથી પ્રેરાઈ જાહેરખબર આપ-વાની કલાની દિનપ્રતિદિન જે ખીલવણી કરી રહ્યા છે, તે જોઈ કોઇ પણ મનુષ્ય પોતાનું હૈયું થંભી ગયાની જાહેરખબર નથી આપતો તે કદાચ પૈસા ખરચવા પડે એટલા કારણથી જ હશે.

ઉપર્યુક્ત પુસ્તક, વેચનાર ને લેનાર વચ્ચે થએલા કિંમત બાબતના મતભેદને લઇને હું ખરીદી શક્યો નથી. એટલે એ

અદ્‌ભુત જા. ખ. હું અહીં આપી શકું એમ નથી. પણ એનો સારાંશ કંઇક નીચે પ્રમાણે હતો.

## રામસે મેકડોનલ્ડ

### નિષ્ણાત મુખ્ય સચિવ

અર્ધી મિનિટમાં કેબીનેટ બનાવી શકે છે.

એક મિનિટમાં બીજા દેશોને સ્વરાજ્ય
આપી દેવાની વાત કરી શકે છે.

પાંચ મિનિટમાં બળવો સમાવી શકે
છે. પંદર વર્ષ સુધી, અપચાની બીક
વગર, પ્રધાનપદ જેરવી શકે છે.

ટેલિફોન, તાર, વાયરલેસ અથવા
પત્ર દ્વારા પણ વાતચીત કરી શકાશે.

મળો યા લખો યા બોલાવો
તો વિમાનમાં આવશે.

મને મળેલી ખબર પ્રમાણે આ જા. ખ. વાંચીને ઈશ્વર ઊભો થઇ ગયો હતો—દેવસૂતી અગિયારસ પછી એ સૂતો હતો અને દેવઊઠી અગિયાર સુધી એણે સૂઈ જ રહેવાનું હતું, છતાં! અને હવે તો પોતે કાંઇ કરવું જોઇએ, નહિ તો પાછળ પડી જવાશે, એમ ધારી નીચે પ્રમાણેની જાહેરખબર આપવાની વ્યવસ્થા એ કરી રહ્યો છે—

## ઇશ્વર–પરમેશ્વર–બ્રહ્મ

એક વર્ષમાં જગતોનું સર્જન કરી શકે છે.

ચિત્રગુપ્તનો ચોપડો જોઇ નિષ્પક્ષપાત ન્યાય
આપી શકે છે. સર્વ જગતના સ્વામી એવા

બ્રિટિશ સલ્તનતના શહેનશાહનું રક્ષણ
કરવા પણ જેની પ્રાર્થના કરવામાં આવે છે–

તે

નિરાધારોનો આધાર,
ભકતોને ભજનાર,
પાપીને દંડનાર
મળો -— મૃત્યુ બાદ.

" આવી જા. ખ. કોઈ માનવાનું નથી. બાકી ઘણા ધર્માચારીએ આના કરતાં પણ વધારે વિસ્તારથી આજ પ્રકારની જા. ખ.ના મોટા મોટા ગ્રંથો પ્રસિદ્ધ કર્યા છે. અને હમણાં હમણાં જગતના પત્રકારો જા. ખ. છાપવાના ઘણા પૈસા લે છે, માટે નકામો દ્રવ્યવ્યય ન કરો તો સારૂં.". એમ પોતાના અર્થસચિવ શ્રી કુબેરના કહેવાથી કદાચ ઇશ્વર ઉપર્યુકત જા. ખ. ન પણ છપાવે. પરંતુ કહેવાનું તાત્પર્ય એટલું જ છે કે જગતે જાહેરખબરના વિષયમાં કરેલી પ્રગતિ જોઇ ઇશ્વરને પણ જાહેરખબર આપવાનું મન થઇ ગયું છે.



[૯]

# સાચો ધર્મ

થોડા વખત પર શ્રી રામકૃષ્ણ શતાબ્દીને અંગે તાજેતરમાં સર્વધર્મપરિષદ્ ભરાઇ હતી, તેમાં લગભગ બધા જ વક્તાઓએ પ્રત્યેક ધર્મ સત્યનું જ સ્વરૂપ સમજાવે છે; બધા ધર્મો સાચા છે એવી મતલબનું કહ્યું હતું. શ્રી રામકૃષ્ણ પરમહંસ વિષે બોલતાં અન્ય વક્તાઓએ તેઓશ્રી સર્વ ધર્મોને સમાન ને એક મહાસત્યની શાખારૂપ માનતા એમ જણાવ્યું હતું.

દુનિયામાં આ પ્રકારનાં કથનો અનેક વાર અનેક જણે કર્યાં છે. પરંતુ 'બધા જ ધર્મોમાં સત્ય રહેલું છે' એ વાકયમાં કેટલું સત્ય રહ્યું છે તેની તાત્વિક વિચારણા કોઇએ કરી હોય એમ લાગતું નથી.

"બધા જ માણસો હોશિયાર છે; બધી જ સ્ત્રીઓ સુન્દર છે; બધી જ પ્રજાઓ સ્વતંત્ર છે" એમ કોઈ કહેતું નથી. વર્ગમાં બધાના જ દાખલા ખરા છે (જવાબ જુદા જુદા હોય તો પણ) એમ કોઇ શિક્ષક કહેતો નથી. બધા જ

વિદ્યાર્થીઓ પરીક્ષામાં પાસ થવા યોગ્ય છે એમ કોઇ પરીક્ષક માનતો નથી. બધી જ શીશીઓમાં ઊધરસની દવા છે એમ કોઇ ડૉક્ટર કહેતો નથી. તો પછી એક ધર્મના જ વિષયમાં સર્વત્ર સત્ય હોવાનું પ્રતિપાદન કરવા આ લોકો કેમ નીકળી પડતા હશે?

એમ દલીલ કરવામાં આવે છે કે સત્ય તો એકજ છે પણ બધા ધર્મો તેનું જુદી જુદી રીતે કથન કરે છે. ઢાલની બે બાજુની પેઠે સત્યની જુદી જુદી બાજુઓ એ સર્વ ધર્મો તપાસે છે. પશ્ચિમમાં ઊભેલા મનુષ્યને અમુક વસ્તુ પોતાની પૂર્વ દિશામાં દેખાય, પૂર્વમાં ઊભેલાને પશ્ચિમમાં જણાય. ઉત્તરમાં રહેલાને દક્ષિણમાં ને દક્ષિણમાં ઊભેલાને ઉત્તરમાં દેખાય, તેમ દરેક ધર્મને સત્ય જુદે જુદે સ્વરૂપે પ્રતીત થાય છે.

સત્ય એટલે શું તેનો જેને જરા જેટલો પણ ખ્યાલ હશે તેને તરતજ સમજાશે કે ઉપર્યુક્ત દલીલમાં કાંઈ વજૂદ નથી. સત્ય જાણે મધ્યબિન્દુ હોય ને બધા ધર્મો તેની આસપાસ કુંડાળું વાળીને ઊભા હોય એવી વસ્તુસ્થિતિ નથી. એવી કલ્પના કરવાને કશું જ કારણ નથી. સત્ય એ કાંઇ ઢાલ નથી કે એને બે બાજુ હોય; અને ખરી રીતે જોતાં ઢાલની બંને બાજુ કામની નથી. કામમાં તો એક જ બાજુ આવે છે.

વળી જે સત્યની વિચારણા કરવાનો દાવો બધા ધર્મો કરી રહ્યા છે તે સાપેક્ષ નથી. એક ને અખંડ, ત્રિકાલાબાધિત નિત્ય ને ફૂટસ્થ સત્ય એજ સર્વ ધર્મોનો વિષય છે. એ સત્ય દિક્કાલથી પર છે, એના ભાગલા થઇ શકતા નથી. બાપાજી પાંચસાત છોકરાંઓને નારંગીની ચિરીઓ વહેંચી આપે, તેમ સત્યની ચીરીઓ કરીને ઇશ્વરે બધા ધર્મો વચ્ચે વહેંચી આપી છે એમ માનવું, તે એ ધર્મોનું, સત્યનું ને ઇશ્વરનું અપમાન કરવા જેવું છે.

દરેક ધર્મ એક જ સત્ય શીખવતો હોય તો પછી એક જ વસ્તુ શીખવા ખાતર આટઆટલા ધર્મો શા માટે જોઇએ ? એકજ ધર્મ બસ છે. તેમજ એક ધર્મના સિદ્ધાંતો જેણે સમજી લીધા હોય, તેને બધા ધર્મોનું જ્ઞાન આપોઆપ થઇ જવું જોઇએ. વેદનું અધ્યયન કરનારને બાઇબલ, કુરાન, ધમ્મપદ આદિ વિના પ્રયત્ને આવડી જવાં જોઇએ. પણ તેમ થતું નથી. બધા ધર્મો જો એક જ વસ્તુનું પ્રતિપાદન કરતા હોય તો તેમને જુદાં જુદાં નામ આપવાની પણ જરૂર નથી.

જો બધા ધર્મો એકજ તત્ત્વનો બોધ કરતા હોય તો જુદા જુદા ધર્મો પાળનારાઓ વચ્ચે જે ભયંકર વિગ્રહો થયા હતા તે શું તદ્દન અમથાજ હતા ? એ લોકો શું એટલા બધા મૂર્ખા હતા કે પોતે જે માનતા હોય તે જ માનવા ખાતર સામા માણસને મારી નાંખતા ? 'પ્રાણ જાય તો ભલે, પણ ધર્મનો ત્યાગ નહિ કરૂં" એમ મુસલમાનની તલવાર હેઠળ ગરદન ધરી બોલતો શીખ કે હિંદુ શું ભ્રમણામાં જ ભમી રહ્યો હતો ? 'શીખધર્મ કે હિંદુધર્મ અને ઇસ્લામમાં કંઇ જ ફેર નથી. નકામો મને મારતો નહિ. લે હું મુસલમાન થાઉં છું.' એમ કહીને એણે ધર્મ બદલ્યો હોત તો એ વધારે સત્યવાદી ગણાત ? સર્વ ધર્મો સરખા જ હોય તો પોતાના ધર્મ ખાતર પ્રાણનું બલિદાન આપનારની યશોગાથા ગાવાને બદલે આપણે સૌએ તેની અકકલ માટે અફસોસ કરવો રહ્યો. અને વિગ્રહ જેવી વસ્તુ કોઈ પણ મનુષ્ય કારણ વગર કરતો નથી. 'ઇશ્વર' 'અલ્લા' 'ગોડ' 'અહુરમઝદ' એ માત્ર જુદી જુદી ભાષાના શબ્દો છે, પણ સર્વનો અર્થ તો એકજ છે, એમ નથી. 'ઇશ્વર'ને બદલે 'અલ્લા' શબ્દનો ઉચ્ચાર 'કરાવવા માટે જ મુસ્લીમોએ આટઆટલી જહેમત ઊઠાવી નથી. 'ક્રાઇવ'

ને 'પાંચ' વચ્ચે ભાષા સિવાય કંઇજ ભેદ નથી; પણ 'ગોડ' ને 'બ્રહ્મ' વચ્ચે કે 'ક્રાઇસ્ટ' ને 'કૃષ્ણ' વચ્ચે ન પૂરાય એવું અન્તર છે. 'પાંચ'ને બદલે હું 'ફાઇવ' બોલું તેમાં મારા ધર્મમાં કશો ફેર પડતો નથી. એમ હોત તો આજે એકે હિંદુ હયાત ન હોત. પણ 'બ્રહ્મ'ને સ્થાને હું 'ગોડ'નો વિચાર કરવા માંડું કે 'હે કૃષ્ણ!' કહેવાને બદલે 'હે ક્રાઇસ્ટ!' કહેતો થાઉં તો મારો હિંદુ ધર્મ જોખમમાં આવી પડે. આ એટલી બધી સહેલી વાત છે કે તરત સમજાય એમ નથી.

બધા ધર્મોમાં કેટલાક સિદ્ધાંતો એકસરખા છે: નીતિ આદિના આદર્શો પણ ઘણે અંશે સમાન છે. મોટે ભાગે બધાજ ધર્મો ઇશ્વરનું અસ્તિત્વ ને તેની ઉપાસનાને પ્રાધાન્ય આપે છે પણ તેથી કંઈ બધા ધર્મો સરખા છે એમ કહી શકાય નહિ. એમ તો ભીડાં, કારેલાં, દૂધી, વેંગણ, તુરિયાં, બટાકા બધાં જ શાક છે. શાકત્વ સર્વમાં સમાન છે, પણ તેથી કંઇ તુરિયું બટાકો બની શકવાનું હતું? રૂપરંગ, રસ, સ્વાદ ને ગુણમાં એ સર્વ જુદાં છે, એની કોઇથી ના પાડી શકાય એમ નથી.

જુદા જુદા ધર્મોનાં સમાન તત્ત્વો લઇને એક સામાન્ય ધર્મ ઘડવાના અનેક પ્રયત્નો થયા છે. પણ એવા વિશ્વધર્મ ઘડવાના પ્રયત્નોને પરિણામે ધર્મનું મોટું વિશ્વ ઘડાયું જાય છે. બધા ધર્મોને એક બનાવવાના પ્રયત્નો ચાલતા ધર્મોમાં એકનો ઉમેરો કરવા સિવાય બીજું કશું પરિણામ આણી શક્યા નથી. અને તે યોગ્ય જ છે. ધર્મના સિદ્ધાન્તો કંઇ બીજગણિતની રકમો નથી કે એમાંથી સામાન્ય અવયવો કાઢી લઈ બાકીની વસ્તુને કૌંસમાં પૂરી દઇ શકાય. બીજગણિતમાં કદાચ સામાન્ય અવયવો મહત્ત્વના ગણાતા હશે, પણ ધર્મના વિષયમાં તો અસામાન્ય તત્ત્વોજ, ખરી રીતે જોતાં, ખાસ મહત્ત્વના છે. દરેક ધર્મ કંઇ-

ને કંઈ નવું જ કહે છે, બીજા ધર્મથી કોઇ ને કોઇ રીતે જુદો પડી આવે છે તેમાં જ એની ખૂબી છે. બધા ધર્મોમાં જે સમાન તત્ત્વો છે તેમાં કંઇ મહત્ત્વ નથી. એ તો હોય. પણ જેમ મનુષ્યો અસામાન્ય વિશિષ્ટ લક્ષણો વડે તરી આવે છે, તેજ રીતે ધર્મો પણ પોતપોતાની વિશિષ્ટતા વડે જ પ્રકાશે છે. એ વિશિષ્ટતા કાઢી લો એટલે પછી ધર્મ એ પ્રાણ વિનાના ખોળિયા જેવો બની જાય છે.

'બધા ધર્મોમાં સત્ય છે' એવા કથન પાછળ ભય, દંભ કે અજ્ઞાન રહેલાં હોય છે. જેમ બધા ધર્મોમાં સત્ય છે તેમ અસત્ય પણ છે. પણ વ્યાસપીઠ પરથી 'બધા જ ધર્મોમાં અસત્ય છે.' એમ કહેવાની કેમ કોઈ હિંમત કરતું નથી? જેને સત્ય કે ન્યાય માટે ઝાઝો પક્ષપાત હોતો નથી તે બધાને સારા ને સમજુ કહેવા તત્પર થાય છે. પણ ન્યાય ને સત્યનું કોઇ પણ ભોગે પાલન કરનાર સર્વને ન્યાયી ને સત્યવાદી કહી શકતો નથી.

ખરેખરા ધર્માભિમાની પુરુષોને પોતાના ધર્મ સિવાય બીજા કોઇ પણ ધર્મમાં સત્ય હોય એમ લાગતું નથી. સાચો હિંદુ ઇસ્લામ તરફ નજર પણ નહિ નાંખે. કટ્ટર મુસ્લીમ હિંદુ ધર્મનું નામ પણ નહિ દે. પાક જરથોસ્તી ઝંદ અવસ્તા સિવાય કશાનો સ્વપ્ને યે વિચાર નહિ સેવે.

તત્ત્વજ્ઞાનીઓ ને સમર્થ વિચારકો પણ 'અમે કરીએ છીએ તે પણ સાચું છે, ને તમે કરો છો તે પણ સાચું છે.' એવી દહીંદૂધિયા વૃત્તિ કદી પણ ધારણ કરતા નથી. 'હું કહું છું તે જ સાચું છે, બીજું નહિ. બીજું કદી હોઇ જ ના શકે' એવો દૃઢ અભિપ્રાય દર્શાવ્યા વગર આપણે સત્યનો પ્રચાર કરી શકીએ જ નહિ. હું ને તું બે ખરા હોઇએ જ નહિ. કાં તો હું ખરો કાં તો તું. પણ આ તો હું તું ને તે બધાને જ ખરા ઠરાવવા

છે. એ શી રીતે બને? કોઇ પણ ઉપાયે અસત્ય ને હિંસા તો ન જ જોઇએ. 'સત્ય ને અહિંસા'નો ત્યાગ કોઇ પણ સંજોગોમાં ન જ થઇ શકે એમ દૃઢ આગ્રહથી માનવાને લીધેજ ગાંધીજી મહાત્મા બની શકયા છે. સમાજવાદ સિવાય જગતનો ઉદ્ધાર નહિ જ થઇ શકે એમ સમાજવાદીઓ ન કહેતા હોત તો સમાજવાદનો જરા યે પ્રચાર થઇ શકતે નહિ. 'દુનિયા આવી મૂર્ખ છે, હું જ ડાહ્યો છું" એમ બર્નાર્ડ શૉ કહે છે. શૉ ને દુનિયા એ કબૂલ પણ કરે છે. 'બર્નાર્ડ શૉને કોઇ સમજતું જ નથી ને બધા એ કહે છે તે ખરૂં છે એમ માને છે. હું જ એકલો એને સમજું છું ને કહું છું કે એ કહે છે તે ખોટું છે' એમ ચેસ્ટર્ટન કહે છે અને એ સમર્થ વિચારકનું પદ પ્રાપ્ત કરે છે.

દુનિયામાં હંમેશ બે પક્ષ હોય છે. એક આપણો પક્ષ ને બીજો જૂઠો પક્ષ. ધર્મ પણ બે છે. એક આપણો ધર્મ ને બીજો જૂઠો ધર્મ.



[૧૦]

# વિષયાન્તર

દીપોત્સવી અંકો વિષેનો મારો લેખ વાંચી એક મિત્રે કહ્યું: 'તમને લેખક લોકોને બીજું કાંઇ સૂઝે છે કે નહિ ?'

'કેમ ? અમને તો ઘણું યે સૂઝે છે.'

'આ દીપોત્સવી અંકો નીકળ્યા તે પહેલાં જ્યાં ત્યાં પ્રગટ થનારા દીપોત્સવી અંકો વિષે લખાણ આવ્યા જ કરતું. દીપોત્સવી અંકો પ્રગટ થઇ ગયા પછી તેનાં વિવેચનો ચાલ્યાં. હવે એ વિવેચનોનાં વિવેચન ચાલે છે ? તમે એકની એક વાત તે કેટલો વખત લંબાવશો ?'

આ ઉપરથી દીપોત્સવી અંકોના વિવેચન ઉપરનાં વિવેચનો વિષે અમારૂં વિવેચન ચાલ્યું.

આ ચર્ચા દરમિયાન, પશ્ચિમમાં ઊંચાં સ્કર્ટ પહેરવાની સ્ત્રીઓમાં જે ફેશન પ્રચલિત થઈ છે, તે ફેશન શી રીતે ને ક્યાંથી આવી તેનું મને અચાનક જ્ઞાન થયું.

દીવાળીના અંકોનાં વિવેચનની ચર્ચામાં પશ્ચિમની સ્ત્રીઓ ને તેનાં ઊંચાં સ્કર્ટ ક્યાંથી આવ્યાં, એમ ઘણાંને લાગશે.

પરંતુ આપણી વાતચીતના અભ્યાસીને એમાં નવાઈ નહિ લાગે. આપણે સામાન્ય રીતે જે વિષય ઉપર વાતચીતમાં ચર્ચા કરીએ છીએ, તે વિષય પરત્વે એક કરતાં વધારે વાકય બોલતા નથી. પહેલાં વાકયે ચર્ચાવિષયને દાખલ કરી, બીજા વાકયથી લાત મારીને તેને દૂર કાઢીએ છીએ, અને બીજા વિષયન લાવીએ છીએ. ત્રીજા વાકયે એને તરછોડી ત્રીજો વિષય દાખલ કરીએ છીએ. એમ ન કરીએ તો અર્ધા કલાકના વાર્તાલાપમાં ઓછામાં ઓછા એંશી વિષયો આપણે શી રીતે ચર્ચી શકીએ ?

આમ વિષયાન્તરતા કરવી એને કેટલાક ખામી ગણે છે. પણ એ તેમની ભૂલ છે; આપણી વાતચીતમાં વિષયાન્તરતા એજ મુખ્ય વિષય હોય છે. વાતચીત સિવાય જીવનના અન્ય પ્રદેશોમાં પણ આવી વિષયાન્તરતા જ પ્રવર્તે છે. આઘે પડેલો ઘુઘરો લેવા જતું બાળક જોડો હાથમાં ચડતાં તેની જોડે જ રમવા માંડે છે; વર્ગમાં શિક્ષક પાસે નવી ભાષા શીખતો વિદ્યાર્થી જોડે બેઠેલા વિદ્યાર્થીને પોતાની ભાષાનાં જોરદાર વિશેષણો શીખવતો જાય છે; એક લેખકની કૃતિનું વિવેચન કરતો વિવેચક બીજા લેખકોને સપાટા લગાવતો જાય છે; દેવપૂજા કરતાં કરતાં ગૃહિણી ઊભરાઈ જતી કઢીને શાંત પાડતાં જાય છે. આમ વિષયાન્તરતા એ આપણી સર્વ પ્રવૃત્તિઓનું સર્વસામાન્ય તત્ત્વ છે.

એ વિષયાન્તરતાને લીધે લાભ પણ અનેક થયા છે. આર્કિમિડિસે નહાવાનું કામ કરતાં પદાર્થવિજ્ઞાનને લગતો મહાનિયમ શોધ્યો, ન્યૂટન ઊંઘવાનો વિચાર કરતાં (ફળ પડતું જોયું, ત્યાર પહેલાં એ ઊંઘી જવાનો વિચાર કરતો જ બાંક પર બેઠો હતો.) ગુરુત્વાકર્ષણનો નિયમ શોધ્યો.

મને તો આવી વિષયાન્તરતાથી ઘણો લાભ થયો છે. મારા લેખોના વાંચનારને વિષયાન્તરતા કરવાની જે પરમ અદ્ભુત

શક્તિ મારામાં છે, તેનો ખ્યાલ આવ્યા વગર રહ્યો નહિ હોય. મારામાં જન્મથી જ–કદાચ તે પહેલાંનો–એ ગુણ છે.

મેં ઘણા વખત પર એક પરગજુ મનુષ્યની વાત સાંભળી હતી તે યાદ આવે છે. એ ભાઇ સૌને મદદ કરવા ઉત્સુક રહેતા. પોતાનાં કામ છોડીને બીજાનાં કામ કરી આપવાની એમને હૈયે 'ધગશ' નિરંતર રહેતી. અથવા બીજાનાં કામ કરી આપવાં એ જ એમનું પોતાનું કામ થઈ પડયું હતું. પરંતુ મારી પેઠે વિષયાન્તરતાનો ગુણ એમનામાં ઇશ્વરે જરા વધારે પ્રમાણમાં મૂકયો હતો. એક દિવસ એ નદીકિનારે ફરતા હતા, એટલામાં સ્નાન કરવા આવેલી કોઇક સ્ત્રીને એમણે ડૂબતી જોઇ. તરત જ તેઓ નદીમાં કૂદી પડયા, સ્ત્રીને પાણીની સપાટી પર લાવી કિનારા તરફ તરવા માંડયું. એટલામાં એમણે કિનારા તરફ જોયું. તો ત્યાં ભિક્ષા માગવા બેઠેલા એક બાવાને ફેફરૂં આવતું જોયું. હાથમાં ઝાલેલી સ્ત્રીને પાછી પાણીમાં ફેંકી એ બાવાને મદદ કરવા ધસી ગયા! બાવાને શો રોગ થયો છે તે ન સમજાવાથી, પાસેની હોસ્પિટલમાં પહોંચાડવા એને ખભે ઊંચકી ગાડી શોધવા નીકળ્યા. ગાડીના સ્ટેન્ડ આગળ આવી પહોંચ્યા, ત્યાં જમીન પર પડી ગએલા ઘોડાને ઊભો કરવા વ્યર્થ ફાંફાં મારતા ગાડીવાળાને એમણે જોયો. બાવાને નાંખ્યો ફૂટપાથ પર ને એઓ ઘોડાને ઊભો કરવાના કાર્યમાં સામેલ થયા. અતીવ બળપૂર્વક એમણે ઘોડાને બે પગ પર ઊભો કર્યો ને ગાડીવાળો ચાબૂક લેવા ગાડી પર ચડયો, એટલામાં એમની દૃષ્ટિ રસ્તા પર આવતા એક બાળક પર પડી. અચાનક ગોઠીમડું ખાઇ બાળક જમીન પર પડયું. ઘોડાને પાછો છોડી દઈ એ બાળક પાસે દોડી ગયા. ગાડીવાળો અને ઘોડો આચકા સાથે જમીન પર પટકાયા. બાળકને ઉઠાડવાનો પ્રયત્ન કરતાં કરતાં એમણે તે જોયું.

અને અર્ધઊઠેલા બાળકને હાથ વડે ઘસડતા ઘસડતા પાછા એ ગાડીવાળા પાસે પહોંચ્યા!

હું કંઈક પણ લખવા માંડું છું ત્યારે મારી સ્થિતિ આવીજ થાય છે. હું એક વિષય શરૂ કરૂં છું, એટલામાં એને મળતો બીજો વિષય મનોમર્યાદામાં દેખાય છે, ને મન તે તરફ ધસી જાય છે. ત્યાં બરાબર એ પહોંચે તે પહેલાં ત્રીજા વિષયની દુ:ખભરી ચીસ સંભળાય છે. મારૂં મન તે તરફ ફરે છે, પણ રસ્તામાંજ અધવચ પોતાને પ્રકાશમાં લાવવાની પ્રાર્થના કરતો ચોથો વિષય એને મળે છે. તેને આશ્વાસન આપવા એ જાય છે, એટલામાં પાંચમો વિષય બોચીમાંથી પકડી એનું મુખ પોતાના તરફ ફેરવે છે. નિરાધાર ને નિ:સહાય બની એ ઊંચે જુએ છે, ત્યાં ઈશ્વર એને દેખાય છે ને તે કહે છે: 'મારે માટે તો કંઈ લખ!'

આમાં મને કંઈ ખાસ નુકસાન નથી થતું,–લખતાં લખતાં હું જરા વ્યગ્ર થઈ જાઉં છું એ વાત બાદ કરતાં. ઊલટું મને ઘણા લાભ થાય છે. પ્રથમ તો હું સહેલાઈથી પાનાં ભરી શકું છું. દાખલા તરીકે અત્યારે મારે લખવાનું બહુ હતું નહિ, પણ આટલા પાનાં હું વિષયાન્તરને પ્રતાપે જ ભરી શક્યો છું ને હજી થોડાંક ભરી શકીશ. એક વિષય શરૂ કરીને એમાં ફાવટ ન આવે તો હું ઝટ બીજા વિષય પર ઊતરી શકું છું. જે વિષય પર હું લખવા માગું છું, તે વિષય પર હું કંઈ પણ ન લખું તો યે ચાલે છે. આ ઉપરાંત વૈવિધ્ય પણ સારા પ્રમાણમાં આવે છે.

કોઈ પણ વિષય પર કંઇ પણ લખવું જ નહિ, એ પ્રથમ બુદ્ધિલક્ષણ છે. લાંબા સમયથી મારૂં એ બુદ્ધિલક્ષણ વિલુપ્ત થઇ ગયું છે. જે વિષય પર લખવા માંડયું હોય, તે સિવાયના વિષય પર લખવું એ દ્વિતીય બુદ્ધિલક્ષણ છે. એ લક્ષણને હું બને તેટલું

વ્યક્ત કરવા પ્રયત્ન કરૂં છું.

પરંતુ અસંબદ્ધ પ્રલાપ અને વિષયાન્તરતા એ બે વચ્ચે ફેર છે. મારા એક ઓળખીતા ગૃહસ્થ છે. એમને પોતાની વાણી સંભળાવવાનો અત્યંત શોખ છે. હું જ્યારે એમને મળવા જાઉં છું, ત્યારે લગભગ દોઢ કલાક સુધી એ પ્રવચન કરે છે. પણ એ દોઢ કલાકના પ્રવચનમાં એમણે વાપરેલાં દોઢહજાર વાકયો-માંથી કોઇ પણ એક વાકયને બીજા વાકય સાથે જરા પણ સંબંધ હોતો નથી. કંઇક નીચે પ્રમાણે એમનાં વચનો ગોઠવી શકાય: 'ઓહો ! તું આવ્યો ? આજે ઠંડી ફરમાસુ પડે છે, નહિ ? અરે ! પણ કહે છે કે ઇંગ્લાંડમાં તો બૈરાંઓ ભાયડા જોડે નાચે છે ! હા, તને કહેવાનું ભૂલી ગયો ! કાલે અમે મૂળા ને ગવારનું શાક કર્યું હતું. અરે ! પેલો રાજારામ અહીંઆં જ છે કે ? હું તો કહી દઉં છું–ગાંધી ફાવે તેટલાં ફાંફાં મારે, સ્વરાજ કોઇ દહાડો મળવાનું નથી. લેને ગઈ પૂત ઓર ખો આઈ ખસમ હા...હા...હા. ગમે તે કહો, પણ પાંચ આંગળી કંઈ સરખી છે ! આજે મેં એક બકરી જોઇ. એવી સફેદ–એવી સફેદ–કે એના આગળ મડમ પણ પાણી ભરે ! અસલની કોઇ વસ્તુ રહી છે જ કયાં ? હોપસાહેબ જેવું ગુજરાતી લખતા એવું આજે તમારો કયો લેખક લખે છે ?...' આમાં વિષયાન્તરતા નથી, પણ અસંબદ્ધ પ્રલાપ માત્ર છે, એ સહેજે સમજાય એમ છે.

વિષયાન્તરતામાં વિષય એકથી વધારે આવે, પણ એ બધાંને કોઈ ને કોઈ પ્રકારે પણ, આગલા વિષય સાથે સંબંધ હોય છે.

દીપોત્સવી અંકના વિવેચનની ચર્ચાને પશ્ચિમની સ્ત્રીઓની ફેશન સાથે સંબંધ છે, એ કદાચ પ્રથમ દષ્ટિએ ન સમજાય. પણ સુશ્લિષ્ટ ને સુસંબદ્ધ વાર્તાલાપ દરમિયાન જ અમારા વિષય-પથમાં પશ્ચિમની સ્ત્રીઓ આવી ચઢી હતી એ મને ચોક્કસ યાદ છે.

દીપોત્સવી અંક પર જોઇએ તે કરતાં લાંબો વખત વિવેચનો થયાં કરે છે, એમ મારા મિત્રે કહ્યું.

'ખરી વાત છે, પણ આટલા બધા અંકોને ન્યાય આપતાં વખત તો થાય ને?' મેં જવાબ દીધો.

'આવા દળદાર અંકો એ લોકો શા માટે કાઢતા હશે?'

'વિવિધ વાચનસામગ્રી પૂરી પાડી વાચકવર્ગની રસતૃષા છિપાવી સુકીર્તિ મેળવવા માટે.'

'વિવિધ વાચનસામગ્રી! ધૂળ ને ઢેફાં! અંગ્રેજી વાર્તાઓના તરજુમા કરીકરીને અંકો ભરે છે.' મારા મિત્રે કંઇક રોષથી કહ્યું. એ ઉપરથી આપણા લેખકો અંગ્રેજી સાહિત્યનું આલંબન શા સારૂ શોધે છે તેની ચર્ચા થઇ. તે પરથી આપણામાં શું નથી, અને વર્તમાન કાળમાં ન હોય તો ભૂતકાળમાં શું નહોતું એની ચર્ચા ચાલી. તે પરથી યુરોપિયનો બધું આપણે ત્યાંથી જ ચોરી ગયા છે, એમ મારા મિત્રે વિધાન કર્યું.

'એ તો અણઘટતો આક્ષેપ છે,' મેં કહ્યું.

'અણઘટતો કેમ? બધું જ-એકએક વસ્તુ-એ લોકો અહીંથી લઇ ગયા છે. હું એ પુરવાર કરવા તૈયાર છું.' મારા મિત્રે વકતાને છાજે એવા ભારપૂર્વક જણાવ્યું.

'એમ તો કેમ કહેવાય? દાખલા તરીકે એ લોકોની ફેશન. શું એ પણ આપણી પાસેથી એ લોકો શીખ્યા?' મેં પૂછયું.

'હા.'

'ત્યાંની સ્ત્રીઓ પહેલાં લાંબા ઘાઘરા પહેરતી, હવે ટૂંકાં સ્કર્ટ પહેરવાની પ્રથા પ્રચલિત થઇ છે, તે પણ શું આપણા પ્રતાપે?'

'હા, એ પણ એ લોકો આપણી પાસેથી જ શીખ્યા છે.'

'શી રીતે?'

'વાત લાંબી છે. હું પહેલાં એ નહોતો જાણતો. પણ મને અકસ્માત જ એની ખબર પડી.'

'વાંધો ન હોય તો કહો.' મેં કહ્યું ને એમણે પોતાને શી રીતે આ મહાસત્યનું દર્શન થયું હતું તેનું સવિસ્તાર વર્ણન કર્યું. એ વિસ્તારી વર્ણનનો સારભાગ એમના જ શબ્દોમાં નીચે પ્રમાણે છે:

ઊંચાં સ્કર્ટ પહેરવાની ફેશન પશ્ચિમની સ્ત્રીઓમાં કયાંથી ને શી રીતે દાખલ થઇ તે બીજા અનેકની પેઠે હું પણ અત્યાર લગી જાણતો નહોતો. પુરુષો ને વાંદરાની પેઠે સ્ત્રીઓ પણ સ્વભાવે અનુકરણશીલ છે, તેમ જ હમણાં હમણાં પુરુષનું અનુકરણ કરવાની વૃત્તિ ત્યાંની સ્ત્રીઓમાં વધતી જાય છે, એ હું જાણતો હતો. પણ ટૂંકા સ્કર્ટ પહેરવાની પ્રથા પણ પુરુષોના અનુકરણરૂપે જ સ્ત્રીવર્ગમાં પ્રચલિત થઇ હશે તે હું જાણતો નહોતો. અને આ બાબતમાં પશ્ચિમની સ્ત્રીઓએ અનુકરણ કર્યું છે તે પશ્ચિમના પુરુષનું નહિ, પણ આપણા પુરાણપવિત્ર ભારતવર્ષના પુરુષનું એમ મેં જ્યારે જાણ્યું ત્યારે મારા આશ્ચર્યની હદ રહી નહિ ને એ પ્રથા પ્રતિનો મારો વિરોધ તરત જ ઓસરી ગયો.

પૂર્વ પશ્ચિમને કશું શીખવી શકે એમ નથી, એમ માનનારાઓ, ટૂંકા સ્કર્ટ પહેરવાની પ્રથા પશ્ચિમની સ્ત્રીઓએ ભારતવર્ષના અમુક વર્ગના પુરુષ પાસેથી સ્વીકારી છે, એ વાતનો ઇન્કાર કરશે. પણ એ સત્ય છે અને એનાં દર્શન મને એક દિવસ મધરાતે આકસ્મિક રીતે થયાં.

એક વખત રાતના બાર વાગ્યે અમુક વર્ગના બ્રાહ્મણોની ન્યાત જમતી હતી, ત્યાં જવાનો મને પ્રસંગ મળ્યો. ત્યાં નહાવા

માટે તૈયાર થયેલા એક સદ્‌ગૃહસ્થને મેં જોયા. એ ન્યાતમાં એવો વિચિત્ર રિવાજ છે, કે ઠાઠડી બંધાયા પછી ને સ્મશાને જતાં પહેલાં, તેમ જ પત્રાવલિ મંડાયા પછી અને જમવા બેસતાં પહેલાં, દરેક પુરુષે સ્નાન કરવું જોઇએ. એ સદ્‌ગૃહસ્થને મેં જોયા ને મને કુતૂહલ થયું. હું એમની પાસે ગયો ને મેં પૂછ્યું–'તમે પણ પશ્ચિમની સ્ત્રીઓનું અનુકરણ કરતાં ક્યાંથી શીખ્યા ?'

'કેમ ?' એવા એમના આશ્ચર્યભર્યા પ્રશ્નના જવાબમાં મેં ઘૂંટણથી લગભગ છ ઈંચ ઊંચી એવી એમની ધોતડીનો નિર્દેશ કર્યો.

'હા – હા – હા – હા,' અનુનાસિક હાસ્યપૂર્વક એમણે જવાબ દીધો: 'પશ્ચિમની સ્ત્રીઓ ? પશ્ચિમમાં કોઈ પણ સ્ત્રી જન્મી નહોતી, તે પહેલાંનો હું આવાં ઊંચાં ધોતિયાં ('ધોતડી' માટેનો માનાર્થ પ્રયોગ) પહેરું છું. અરે ! પશ્ચિમની સ્ત્રીઓ અમને શું શીખવતી હતી ? મારા બાપ – જેના તેરમાની ન્યાતની ખીર યાદ આવતાં હજી લોકોના મોઢામાં પાણી આવે છે તે – મારા કરતાં પણ ટૂંકાં ધોતિયાં પહેરતા. અને મારા દાદા – જેની જીવતક્રિયાના રસગ્રેંચીના જમણે આખી ન્યાતના લોકોને કોલેરા કર્યો હતો તે મારા બાપ કરતાં પણ ટૂંકાં ધોતિયાં પહેરતા. તે વેળા તો પશ્ચિમની સ્ત્રીઓ જમીન પર વાસીદાં વળાય એવા લાંબા ઘાઘરા પહેરતી, સમજ્યા મારા મહેરબાન ? અમે પશ્ચિમની સ્ત્રીઓ પાસેથી શીખ્યા ? હા – હા – હા. ઊલટું એમ કહો, કે પશ્ચિમની સ્ત્રીઓ અમારી પાસેથી શીખી.' એમણે કહ્યું તે મારે ગળે તો તરત ઊતરી ગયું. એ સદ્‌ગૃહસ્થને જોતાં વારને કોઇને પણ થાય કે પશ્ચિમની અસર ભારતવર્ષના

એ મહાનુભાવ પુરુષ પર નહિ જેવી જ થઇ છે, એ નિઃસંશય છે. એમના પિતાએ બહુ બહુ તો પશ્ચિમની કોઇક સ્ત્રીની છબી કદાચ જોઇ હશે, તેમ જ એમના દાદાએ પશ્ચિમની સ્ત્રીની કલ્પના પણ નહિ કરી હોય. આ બધી બાબતનો વિચાર કરતાં મને સ્પષ્ટ સમજાયું કે પશ્ચિમની સ્ત્રીઓ ભારતવર્ષના આ પુરુષવરો પાસેથી જ ટૂંકા સ્કર્ટ પહેરતાં શીખ્યાં છે. અને એ સ્ત્રીઓ ઘણુંખરું હાથ ખુલ્લા રાખે છે, તે પણ એ પુરુષશ્રેષ્ઠના ઉઘાડા દિલના આછા અનુકરણ રૂપે જ હશે, એમ પણ મેં ધાર્યું.

આપણી પાસેથી પશ્ચિમના લોકો શું શું શીખ્યા છે, તેની યાદી બનાવવાનો વખત હવે નજીક આવતો જાય છે. અને એ યાદીમાં ઉપલી વાત ઉમેરવી રહી ન જાય માટે એની લંબાણથી નોંધ લીધી છે. મારા મિત્ર સમા સંશોધકોને આવા બીજા અનેક દાખલા, યોગ્ય પ્રકારે પ્રવૃત્તિ કરતાં, જડી આવશે.



[ ૧૧ ]

# ઠરાવનું મહત્ત્વ

'કેમ તમે, સાહિત્યપરિષદમાં આવવાના છો ?'

'ના રે ! ત્યાં આવીને શું કરૂં ?'

'કેમ, તમને તો સાહિત્યનો શોખ છે ને ?'

'હા, પણ તમે સૌ ભેગા મળીને કરો છો શું ?'

'વાહ ! અમે ઠરાવ કરીએ છીએ.'

'બસ ? ઠરાવ કરવા સિવાય બીજું કંઇ કરો છો ખરા ?'

'ના. પણ બીજું કરવાનું હોય છે પણ શું ?'

'બીજું કરવાનું તો ઘણું યે છે. પણ તમને ઠરાવ કરવા ઉપરાંત બીજું કાંઇ સૂઝતું જ નથી. ઠરાવ કરીને સૌ સૌને ઘેર જશો, ખરૂં ને ?'

'હાસ્તો. ઠરાવ કર્યા પછી ઠરાવ જે જગાએ કરવામાં આવ્યા હોય તે જગાએ જ રહેવું એવો કાંઈ નિયમ નથી.'

'ખરી વાત છે. ઠરાવ ઠરાવને ઠેકાણે ને તમે તમારે.'

'દરેક વસ્તુ પોતપોતાને ઠેકાણે જ શોભે. આપ શું એમ કહેવા માગો છો કે ઠરાવને ઠેકાણે, એટલે કે કાગળ ઉપર, અમારે રહેવું ને અમારે ઠેકાણે, એટલે અમારા ઘરમાં, ઠરાવે આવીને વસવું ?'

'તમારે જેમ સમજવું હોય તેમ સમજો. મારું વક્તવ્ય સ્પષ્ટ છે. ઠરાવ સૌ કરો છો ખરા પણ તેને અમલમાં મૂકવાની કોઇની વૃત્તિ હોતી નથી. પળાતા ન હોય એવા ઠરાવ કર્યાનો શો અર્થ છે ?'

ઉપર્યુક્ત સંવાદ સાહિત્યમાં રસ લેવાનો પ્રયત્ન કરતા એક પ્રતિષ્ઠિત વૃદ્ધ પુરુષ ને મારી વચ્ચે થયો હતો. આ જમાનો ઠરાવ કરવાનો છે. પાર્લામેન્ટ, ધારાસભા, કોંગ્રેસ, સરકાર, સાહિત્યનાં ને સંસારસુધારાનાં મંડળો સૌ ઠરાવ કરે છે. મંડળો જ નહિ, પણ વ્યક્તિઓ પણ ઠરાવ કરે છે એ વાત મેં એમને સમજાવવાનો પ્રયત્ન કર્યો, પણ વૃદ્ધાવસ્થાને લીધે કે બીજાં કોઈ કારણથી એ એમને ગળે ઊતરી નહિ.

આપણા સામાજિક રીતરિવાજો, આપણા કાયદાઓ, આપણી શાળાપાઠશાળા તેમ જ અન્ય સંસ્થાનાં ધારાધોરણો, આપણા ધાર્મિક આચારવિચારો એ સર્વ અમુક વ્યક્તિ, મંડળ કે સંસ્થાએ કરેલા ઠરાવો નથી, તો બીજું શું છે ? ઠરાવ કરવાનું આપણે તદ્દન છોડી દઇએ પછી જીવનમાં બીજું કરવાનું રહે પણ શું ?

ઠરાવનો વિરોધ કરનારાઓ કહે છે કે: 'તમે ઠરાવ કરો તેમાં અમને વાંધો નથી; પણ ઠરાવ કર્યા પછી તેનું પાલન ન કરો તે સામે અમારો વાંધો છે. તમે જો ઠરાવ કરો તો તે અમલમાં મૂકો. અમલમાં મૂકાય નહિ એવા ઠરાવો અથવા અમલમાં મૂકવા માગતા ન હો એવા ઠરાવો કરતાં તો

કાંઈ પણ ઠરાવ જ ન કરવા એ ઇષ્ટ છે.'

ઉપર્યુક્ત દલીલ છેક ખોટી નથી. સામાન્યત: પ્રત્યેક ઠરાવ પાલન કરવાને માટે જ ઘડાય છે. ઠરાવ કરતી વેળા 'આ ઠરાવ અમે પાળવાના નથી' અથવા 'આ ઠરાવ પાળી શકાય એવો નથી' એવો બીજો ઠરાવ કોઇ કરતા નથી. ઊલટું, અમુક ઠરાવ કરતાં પહેલાં એ પાળી શકાય એવો છે કે નહિ તે વિષે ઘણી ગરમાગરમ ચર્ચા ચાલે છે ને એ ઠરાવ પાળી શકાય એવો છે એમ બહુમતીથી નક્કી થયા પછી જ એ ઠરાવ ઘડવામાં આવે છે. આ ઉપરથી ઠરાવ કરનારાઓનો ઉદ્દેશ કરેલા ઠરાવનું પાલન કરવાનો જ હોય છે એ સહેજે પ્રતીત થશે.

પરંતુ ઠરાવ કરવો એ એક વાત છે ને ઠરાવ પાળવો એ જુદી જ વાત છે. કાગળમાં ઠરાવ ઉતારવો ને વ્યવહારમાં ઉતારવો એ બે વચ્ચે રહેલો ભેદ, કાગળ ને વ્યવહાર વચ્ચે રહેલો ભેદ સમજનારાને સમજાવવો પડે એમ નથી. ઠરાવ કરવો એ વર્તમાનકાળની વાત છે ને એને અમલમાં મૂકવો એ ભવિષ્યની વાત છે. વર્તમાન તો સ્વયંસિદ્ધ છે; ભવિષ્યની અનિશ્ચિતતાનું માપ કાઢવાની, જોશી સિવાય, કોણ હિંમત કરી શકે?

જેટલા ઠરાવ કરાય છે તેટલા પાળી શકાતા નથી, એમાં એક રીતે જોતાં બહુ દિલગીર થવા જેવું પણ નથી. બધા જ ઠરાવો પાળી શકાતા હોત તો પછી ઠરાવનું કંઇ પણ ગૌરવ રહેત નહિ. પાળી શકાય એવાં કૂતરાં, બિલાડાં ને પોપટ કરતાં સિંહ, વાઘ, ગરુડ આદિને આપણે મોટાં ગણીએ છીએ, એજ પ્રમાણે પાળી શકાય ને પળાતા હોય એવા ઠરાવ, ન પાળી શકાય કે ન પળાતા હોય એવા ઠરાવ આગળ નિર્જીવ ને તુચ્છ લાગે છે.

ખરું જોતાં ઠરાવ કરવો ને કરેલો ઠરાવ પાળવો એ

એક જ માણસનું કામ નથી. ઠરાવ કરવાને જે શકિતની જરૂર પડે છે તે કરતાં જુદી જ શક્તિ ઠરાવ પાળવાને માટે જોઇએ છે. એક જ મનુષ્યમાં એ બંને શકિત સમપ્રમાણમાં હોય એમ હંમેશ બનતું નથી. ઠરાવ કરવાને માટે કલ્પનાશકિતની જરૂર પડે છે, પાળવાને માટે ઇચ્છાશકિત આવશ્યક છે.

કલ્પના ને જગત વચ્ચે ઘણું અંતર છે. કલ્પના ઉચ્ચ પ્રદેશમાં વિહાર કરે છે. વ્યોમવિહારિણી કલ્પનાની વેલને જગતની જડ ભૂમિમાં લાવીને રોપતાં એ કરમાઇ જાય એમાં શી નવાઇ? વિચારની સૂક્ષ્મતા આચારમાં ઊતરે જ એમ હંમેશ બનતું નથી. ઠરાવ કરવા એ વિચારશીલ કલ્પનાપ્રધાન વ્યકિતનું કર્તવ્ય છે, તેને આચારમાં મૂકવા એ વ્યવહારપરાયણ ઇચ્છાશકિતવાળા પુરુષનો ધર્મ છે. ઘણુંખરૂં આપણે બીજાને માટે ઠરાવ કરીએ છીએ. આપણે ઠરાવ કરીને આપણી ફરજ બજાવીએ, પણ જેને માટે ઠરાવ કર્યો હોય તે વ્યકિત અમલમાં મૂકવાની પોતાની ફરજ ન બજાવે તેમાં આપણો શો દોષ?

હિંદુમુસલમાનની એકતાનો ઠરાવ કોન્ગ્રેસે કેટલી વેળા કર્યો છે? છતાં ય એકતા નથી સ્થપાતી તેમાં કોનો વાંક? હિંદુમુસલમાનને ભેગા કરવાનો ઠરાવ મેં જ્યારે પ્રથમ વાંચ્યો ત્યારે મને થયું હતું, કે આપભોગ આપવાને તત્પર થએલા દેશનેતાઓ કંઇ સમજફેરના ભોગ થયા છે. હિંદુમુસલમાનને ભેગા કરવા એ બહુ કઠણ નથી—મહેનત તો એ ભેગા થાય છે ત્યારે તેમને છૂટા કરતાં પડે છે. કોન્ગ્રેસના ઠરાવની રાહ જોયા વગર જ કેટલીક વાર હિંદુમુસલમાનો એવા ભેગા થઇ જાય છે, કે તેમને છૂટા પાડવા માટે સરકારને પોતાના પ્રતિનિધિઓ, ખાસ પોશાક ને સાજ સાથે, મોકલવા પડે છે. કોન્ગ્રેસના ઠરાવ વાંચી સંશયાત્મા હિંદુમુસલમાનોની એકતા ન થઇ, તેથી કંઇ ઠરાવનું મહત્વ

ઘટ્યું નહિ. ઊલટું એ ઠરાવ એટલો મહત્ત્વનો થઇ પડયો કે બેચાર વર્ષ સુધી લાગલાગટ એનો એ ઠરાવ એવા ને એવા રૂપમાં કરવો પડયો. એ ઠરાવનું જો પાલન થયું હોત તો ફરી એ ઠરાવ આપણે વાંચવા પામત નહિ; એ ઠરાવનું અસ્તિત્વજ રહેત નહિ. આમ ઠરાવને આચારમાં ઉતારીએ તો એના અસ્તિત્વનો પણ લોપ થઇ જાય છે.

ઠરાવ કરવા એ કેવળ કલ્પનાનો જ વિલાસ હોય તો બધા ઠરાવ ખોટા પડી જશે એવો ભય રાખવાનું પણ કારણ નથી. કલ્પનાસૃષ્ટિ ખોટી ને આ ચર્મચક્ષુથી દશ્યમાન થતું જગત સાચું એમ કોઇ પણ તત્વવેત્તા કહેતો નથી. પ્રખર તત્વવેત્તા શંકરાચાર્યે પારમાર્થિક, એટલે કે કલ્પનાની, સૃષ્ટિને વ્યાવહારિક સૃષ્ટિ કરતાં વધારે સાચી માની છે. ઉચ્ચ ભૂમિકાએ ચડીને નજર નાંખીએ છીએ તો જણાય છે કે જગત કંઈ નથી. મન એ જ સર્વ છે. સ્વર્ગને નરક ને નરકને સ્વર્ગ બનાવવા એ શક્તિમાન છે. આથી ખરેખરા મનથી કરાએલા ઠરાવ કદી ખોટા હોઇ શકે જ નહિ. હિંદુમુસલમાન કદી લડયા નથી, લડતા નથી ને લડશે પણ નહિ, એમ આપણે ખરેખર માનીએ તો હિંદુ મુસલમાનની એકતા, તરત, એની મેળે સિદ્ધ થઈ જશે. હિંદુસ્તાનને સ્વરાજ મળી ગયું છે એવો ઠરાવ આપણે કરીએ તો હસ્તામલકવત્ એ સ્વરાજ આપણા હાથમાં જ આપણને કલ્પનાશીલ નયનો વડે દેખાશે.

તૃષ્ણામાં જે આનંદ છે, તે તૃપ્તિમાં નથી. વિચારમાં જે મહત્ત્વ છે, તે આચારમાં નથી. કલ્પનામાં જે સૂક્ષ્મતા છે, તે વ્યવહારમાં નથી. પ્રિયાના સ્મરણમાં જે સુખ છે, તે પ્રિયાના મિલનમાં નથી. તે જ પ્રમાણે ઠરાવ કરવામાં જે આનંદ, જે ગૌરવ ને જે સૂક્ષ્મતા છે તે ઠરાવ પાળવામાં નથી.

ઠરાવ કરવામાં મઝા આવે છે પણ તે ઠરાવ પાળતાં તો દુઃખ જ થાય છે એ સામાન્ય અનુભવની વાત છે. ચહા છોડવાનો ઠરાવ એક વખત મેં કર્યો હતો. એ ઠરાવ કરતી વેળા મને અપૂર્વ આનંદ થયો હતો. પણ જ્યારે એ ઠરાવનું પાલન કરવાનો વખત આવ્યો ત્યારે મને એટલું દુઃખ થયું કે આ ઠરાવ પાળવો એ અધર્મ છે એવો મેં તરત બીજો ઠરાવ કરી નાખ્યો. આ જ પ્રમાણે વહેલા ઊઠવાના, સાચું જ બોલવાના, નિયમિત જીવન ગાળવાના ઠરાવો કરવામાં જે મઝા આવે છે તેવી મઝા એવા ઠરાવોનું પાલન કરવામાં આવતી નથી. એવા ઠરાવ પાળવા જતાં હૃદયને આઘાત થાય છે. સ્ત્રીનું મૃત્યુ થતાં 'ભલું થયું ભાંગી જંજાળ, સુખે ભજશું શ્રીગોપાળ' એમ નરસિંહ મહેતાએ ઠરાવ કર્યો તેથી ભક્ત તરીકેનું એનું મહત્ત્વ જેટલું વધ્યું છે, તેટલું એણે ખરેખર ગોપાળ ભજ્યા તેથી વધ્યું નથી ખરૂં પૂછો તો એણે આ ઠરાવ કર્યો તે જ એટલી આકર્ષક વસ્તુ છે કે પછી એ ઠરાવનું પાલન એણે કર્યું કે નહિ એવી જિજ્ઞાસા પણ આપણને થતી નથી. નરસિંહ મહેતો કવિ હતો અને સ્ત્રીને જંજાળ ગણવાની કવિત્વભરી એની કલ્પનાની અપૂર્વતા, અને એ કલ્પનાને બળે ગોપાળ ભજવાનો એણે કરેલો ઠરાવ એટલું જ આપણે માટે બસ છે.

સાહિત્યકારો કલ્પનાપ્રધાન હોય છે. એટલે સાહિત્યપરિષદ ઠરાવ કરે એ જ મહત્ત્વની વાત છે—ઠરાવ પાળવાની એની ફરજ નથી. સાહિત્યની શ્રેષ્ઠ કૃતિઓનું સર્જન કલ્પનાબળે થયું છે, ઇચ્છાશકિતથી નહિ. કલ્પનાના ઉચ્ચ ને ઉન્માદક વાતાવરણમાં સર્જાએલા ને પુષ્ટ થએલા ઠરાવને વ્યવહારની ઊંડી ને ઉષ્માહીન ખીણમાં ઉતારવાનું ક્રૂર કાર્ય સાહિત્યકારનું નથી.

ઠરાવો એ કલ્પનાનું સર્જન હોવાથી ઠરાવ કરવાની ખરી

મઝા રાતના આવે છે. રાત્રિ કોમળ ભાવ ને ઉત્કટ કલ્પના માટે જ નિર્માઇ છે. રાતના કલ્પના કેટલી તીવ્ર બને છે એ સર્વવિદિત છે. રાત્રિની નીરવ ને નિર્જન સૃષ્ટિને કલ્પના અનેક પ્રકારના લોકોત્તર પ્રાણીથી ભરી દે છે. રાતના અંધારા ખૂણામાં પડેલો કોઇ પણ પદાર્થ ચોર જેવો દેખાય છે, કૂતરાનું રુદન યમરાજના ગર્જન સમું ભાસે છે, દોરડી સાપનું સ્વરૂપ ધારણ કરે છે, અને શ્વાસોચ્છ્વાસની ગતિ, હૃદયના ધબકારા ને કલ્પનાના તરંગ વધી જાય છે. એવે વખતે કલ્પનાનો ઉપયોગ ઠરાવ કરવામાં કર્યો હોય તો સંખ્યા ને ગુણવત્તા બંનેમાં ઠરાવ એટલી ઉચ્ચ કક્ષાએ પહોંચે છે કે ત્યાંથી એ નીચે આવવાનો સંભવ જ રહેતો નથી.

સાહિત્યપરિષદમાં ભાગ લેનારા સર્વને મારે એટલી જ સૂચના કરવાની છે, કે ઠરાવ કરજો, ઘણા ઠરાવ કરજો. પણ તે સર્વ ઠરાવ રાતના જ કરજો. રાત્રિની સાથે જ રાતે કરાએલા ઠરાવો પણ દિવસના પ્રખર તાપમાં પીગળી જાય તેમાં હરકત નહિ. ઠરાવ કરવા એ આપણા હાથની વાત છે. પાળવા એ આપણે અધીન નથી. આપણે નિષ્કામ ભાવે ઠરાવ કર્યાં જઇએ, એ ઠરાવ પળાવવા એ ઇશ્વરનો ધર્મ છે. ‘પાસા ફેંકે જનો સર્વે, દા દેવો હરિહાથ છે.’ માણુસ તો માત્ર ઠરાવ કરે, બાકી કર્તાહર્તા શ્રીહરિ છે.



[૧૨]

# પત્રલેખન

કોઇનો પણ મારા પર પત્ર આવે છે એટલે હું ગભરાઈ જાઉં છું. મને થાય છે કે આનો હવે જવાબ લખવો પડશે. જેનો જવાબ લખવાની જરૂર ન હોય એવા પત્રો ગમે એટલા આવે તો પણ હું મારી સ્વસ્થતા જાળવી શકું છું. પણ સામાન્ય રીતે પત્રોનો જવાબ લખવો જ જોઈએ એવો નિયમ હોવાથી, મારે જેટલા પત્રો આવે છે તેના જવાબ લખવાની ફરજ પડે છે, – જો કે એ ફરજ હું હંમેશા બજાવું જ છું એમ નથી.

પહેલાં જ્યારે મને કોઈ કાગળ નહોતું લખતું, ત્યારે મને ઘણું ઓછું આવતું. બહારગામથી પોતાના પર પત્ર આવે એના જેવું સુખ અન્ય કોઇ નહિ એમ મને લાગતું. આથી ઘણી વાર હું કલ્પિત કાગળો બહારગામથી – દરિયાપારના દેશોમાંથી – મંગાવીને વાંચતો.

રવિવર્માનું શકુન્તલાપત્રલેખનનું ચિત્ર એ મારું પ્રિય ચિત્ર

હતું. નિરાંતે સૂતી સૂતી પત્ર લખતી શકુન્તલાની કલ્પના કરનાર રવિચિત્રમાં માટે મને અદ્દભુત માન ઊપજતું. અને શકુન્તલાની માફક સૂતાં સૂતાં કોઇ કાલ્પનિક વ્યકિતને કાલ્પનિક પત્ર લખવાનો હું પણ પ્રયાસ કરતો. તે વેળા કોઇના કાગળ મારા પર આવે ને હું કોઇને કાગળ લખું એવી મને હંમેશ મહેચ્છા રહેતી.

પણ હવે મને શકુન્તલાની અદેખાઇ આવતી નથી. એની માફક બે જણ – અંગત મિત્રો – વાત કરતા હોય તે પડયાં પડયાં સાંભળ્યા કરવાનું મને ગમે છે. પણ મિત્રોની વાત સાંભળવાની, તેમાં વચ્ચે વચ્ચે હુંકારો પૂરવાની તેમ જ વાત આડે રસ્તે ઊતરી જતી હોય તો તેને ફરી પાટા પર ચડાવવાની મઝા છોડી, પત્ર લખવાનો પરિશ્રમ કરવો એ તો પ્રેમમાં કે ધંધામાં પડેલા ( ખરેખરા અર્થમાં ‘ પડેલા ’ ) મનુષ્યનું કાર્ય છે. શૈશવમાં એ કાર્યમાં જે મોહિની જણાતી તે આજે લાગતી નથી. નાનપણમાં મને અનેક વસ્તુ ગમતી તે આજે હવે, કોણ જાણે કેમ, અપ્રિય થઇ પડી છે. હું નાનો હતો ત્યારે કાગળો લખવા મને ગમતા, વરસાદ પડતો હોય ત્યારે વગર છત્રીએ બહાર જવાનું મન થતું, રસ્તે ચાલતા છોકરાઓ જોડે કશા પણ કારણ વિના મારામારી કરવાના વૃત્તિ થતી, તે વેળા હાથમાં કોથળી ને ફાટી ગએલા ઓશીકાનો કટકો લઇ હું હજામ પણ થતો ને દાઢીમૂછ ન ઊગ્યાં હોય એવા પુરુષોની (ને ક્વચિત તો સ્ત્રીઓની પણ) હજામત કરવા તૈયાર થતો. ‘અલ્યા, મારી હજામત કરશે કે ?’ એમ મને કોઈ કહેતું તો તે વેળા હું રાજી રાજી થઈ જતો ને આજે કોઇ એવો પ્રશ્ન કરે તો– પણ એ કલ્પનાયે અસહ્ય છે. **वसुधैव कुटुम्बकम्** એ સૂત્ર તે વેળા મેં જીવનમાં ઉતાર્યું હતું. કોઈની પાસેથી કંઈ પણ માંગતાં મને શરમ ન લાગતી. આજે **कुटुम्बकमेव वसुधा**–

કુટુંબને જ મેં વસુધા માની છે ને કોઇની પાસેથી લેણી વસ્તુ માંગતાં યે હું હિંમત હારી જાઉં છું. ચોપડી વાંચતાં મારો જીવ જતો ને લખવું પડે ત્યારે સંસાર સ્મશાનતુલ્ય થતો તે વેળા મોટા થવાના મને બહુ કોડ હતા. આજે મારી ઉંમરમાંથી પાંચસાત વર્ષ ઓછાં થઇ જતાં હોય તો મને ખાસ દિલગીરી થાય એમ નથી.

વડ્ઝ્ર્વર્થે બાળકને મનુષ્યનો પિતા કહી બાલ્યકાળના ગુણાવગુણો ને રુચિઅપરુચિઓ જ મોટપણે પણ એનામાં આવે છે એમ સિદ્ધ કરવા પ્રયાસ કર્યો છે. ઇન્દ્રધનુષ્ય નિહાળી નાનપણમાં એનું હૃદય નાચતું અને મોટપણમાં પણ ઇન્દ્રધનુષ્ય જોઈ એનું હૃદય ને એ બંને નાચતાં એ વાત ખરી; પણ નાનપણમાં પિપરમીટ ચોકલેટ જોઇને પણ એ ને એનું હૃદય કૂદતાં તેમ મોટપણમાં કૂદતાં ખરાં ? મોટપણે લ્યૂસીને જોઇને એનું હૃદય નાચી ઊઠતું તેમ નાનપણમાં કદી થતું ખરૂં ? મને લાગે છે કે વડ્ઝ્ર્વર્થનો આ સિદ્ધાન્ત, કાવ્યની શૈલી વિષેના એના સિદ્ધાન્તની પેઠે, અર્ધસત્ય જ છે. બાળક જ્યારે જુવાન થાય છે ત્યારે કાંઈ પણ એનું એ રહેતું હોય તો એનાં માબાપ ને એનું નામ, એની રુચિઅપરુચિઓ નહિ. એ પોતે તો આખો – શરીરે, મને ને આત્માએ બદલાઇ જાય છે.

આમ છતાં વડ્ઝ્ર્વર્થનો સિદ્ધાન્ત સાચો હોય તો યે મારી બાબતમાં નથી. મારૂં નાનપણ જોનારાઓએ મોટપણે હું આવો થઇશ એવી કદી કલ્પના કરેલી નહિ. નાનપણમાં, બિલાડીને જોઇને નાસી ઉંદર જાય તેમ ચોપડીઓ જોઇને મને નાસી જતો જોનારા, આજે, બિલાડી ઊંદર પર તરાપ મારે તેમ ચોપડી પર મને તરાપ મારતો જોઇ આશ્ચર્યની પરાકાષ્ઠા અનુભવે છે. કપાએલા પતંગો પકડવાને છાપરે છાપરે કૂદતો, હોળીમાં બાળવા

માટે ઘરમાંથી છાનોમાનો લાકડાં ચોરતો, અગાસીએ ચડી રસ્તે ચાલતા લોકો પર વગર કારણે પથરા ફેંકતો એવો હું, આજે એક માસિકના તંત્રી ને વ્યવસ્થાપકના હુકમને માન આપી, એક ખૂણે નીચી બોચીએ લેખ લખવા બેસીશ એવી કલ્પના તો મેં પણ નહોતી કરી. નાનપણનો હું એ જ અત્યારનો હું હોત તો તે હાથમાં કલમ ઝાલી લખવા બેઠો ન હોત, પણ ચેવડાવાળાની દુકાને ઊભો ઊભો ચેવડો ફાકતો હોત, જાદુગર બની લાકડી ફેરવી શાળાના શિક્ષકોને ઈયળ, ગોકળગાય ને વંદા બનાવવાના કાર્યમાં રોકાએલો હોત, ઘોડે બેસી અજાણ્યાં જંગલોમાં ફરતો હોત કે નાટકના નટોની સાથે મોટે અવાજે ગાયનો લલકારતો હોત.

પત્રલેખનનો મારો શોખ જતો રહેવાનાં ઘણાં કારણો છે. નાનપણમાં પત્ર લખવાનું કાર્ય જેટલું મને સહેલું લાગતું એટલું સહેલું નથી, એમ અનુભવે–અનેક કડવા અનુભવે–મને શીખવ્યું છે.

પહેલું તો એ જ, કે કોઇ પણ પત્રનો જવાબ લખવામાં શારીરિક શ્રમ પડે છે. માનસિક ગમે એટલી મહેનત ઉઠાવવા હું તૈયાર છું. મારી કલ્પના દોડે છે અથવા વિચાર ચાલે છે તેનો શ્રમ મારા શરીરને પડતો હોત તો જન્મ્યા પછી બહુ જ થોડાં વર્ષોમાં અતિશય શ્રમને લીધે હું મૃત્યુ પામ્યો હોત. પણ મનના વિચારને કાગળ પર ઉતારવામાં હાથને મહેનત આપવી પડે છે તે મને ગમતું નથી. મારા પર આવેલો પત્ર વાંચતાં જ તેનો જવાબ મારા મગજમાં ઘડાઇ જાય છે. કેટલીક વાર તો પત્રના પ્રત્યેક વાક્યનો જવાબ એ વાક્ય વાંચતાં મારૂં મગજ મનમાં ને મનમાં જ બોલે છે. દાખલા તરીકે, થોડા દિવસ પર આપણી એક જાહેર સંસ્થામાં દાખલ થઇને લોકસેવા કરવાના મહોદ્દેશથી પ્રેરાએલા એવા ઉમેદવારનો પોતાને મત આપવાની વિનંતી કરતો

પત્ર મારા પર આવ્યો હતો. એનો મેં જવાબ લખ્યો નથી. પણ મેં કાગળ દ્વારા આવેલા ઉમેદવારના પ્રત્યેક વાકયનો ત્યાં ને ત્યાં જવાબ દઇ દીધો હતો.

'મને લોકસેવા કરવાની ઉમેદ છે.' એમણે લખ્યું હતું.

'તારા કુટુંબની જ સેવા કરની' મારા મગજે જવાબ દીધો.

'મેં અહીંની તેમ જ પરદેશની યુનિવર્સિટીની ઊંચી ઉપાધિઓ પ્રાપ્ત કરી છે, તે પરથી મારી લાયકાતની આપને ખાતરી થશે.' એમના પત્રે કહ્યું.

'એ લાયકાત તો તને સારી નોકરી અપાવવાના કાર્યમાં ખપી ગઇ. લોકસેવા માટે જુદા પ્રકારની લાયકાત જોઇએ.' મારા મગજે જવાબ દીધો.

'મેં વખતોવખત લોકસેવાનાં કાર્ય કર્યાં છે' પત્ર આગળ વધ્યો.

'એમ કે?' તિરસ્કારથી મારા મગજે પૂછયું.

'ધરતીકંપનું ફંડ ઉઘરાવવામાં મેં સ્થાનિક સમિતિને ઘણી મદદ કરી હતી.' ઉત્સાહપૂર્વક પત્રે કહ્યું.

'તેં કેટલા ભર્યા તે બોલની?' મારા મગજે પૂછયું.

'તમારો મત મને આપશો તો ઉપકૃત થઇશ.' ડચકિયાં ખાતાં ખાતાં એના પત્રે કહ્યું.

'ને તું મને શું આપશે?' મારા મગજે પૂછયું. પણ પ્રશ્ન અનુત્તર રહ્યો.

આમ જવાબ તો હું કોઇ પણ પત્રનો—અરે! પત્રમાંના કોઇ પણ વાકયનો—લખી શકું એમ છું. પણ પક્ષી પેઠે સ્વતંત્રતાથી અગાધ આકાશમાં વિહાર કરતા વિચારોને કાગળના પાંજરામાં પૂરવા મને ગમતા નથી. વિચારોનો 'ફોટો' પડાતો

હોત તો હું પ્રત્યેક પત્રના જવાબનો ફોટો પડાવી તે મોકલાવત. પણ એ શોધ થાય, અને પૈસા ખર્ચ્યા વિના એનો લાભ લઇ શકાય એવું બને, ત્યાં સુધી મારા પર આવેલા અનેક પત્રો અનુત્તર રહેવાના. એમાં મારો દોષ નથી, વિજ્ઞાનનો છે. આવી, મારે માટે અત્યંત જરૂરની એવી, શોધ કરવામાં એ વિલંબ શા માટે કરે છે?

કેટલીક વાર મને–કમને હું જવાબ લખવા કટિબદ્ધ થાઉં છું ત્યારે મને માલમ પડે છે છે કે ઘરમાં પોસ્ટકાર્ડ, પરબીડિયાં કે સ્ટેમ્પ નથી. કદાચ એ બધું હોય, તો શાહી થઈ રહી હોય. ને શાહી પણ નીકળી આવે, ત્યારે ટપાલનો વખત થઇ ગયો હોય. એ જાણી મને થવો જોઇતો શોક થતો નથી. પણ 'ચા...લો હવે કાલે લખીશું" કરી હું સ્વસ્થતા અનુભવું છું ને પછી એવી તો કેટલીયે કાલ વીતી જાય છે, પણ જવાબ લખવાનો મને સાંભરતો જ નથી, અને અચાનક સાંભરી આવે છે ત્યારે કાં તો હું રસ્તામાં હોઉં છું, અથવા ટપાલનો વખત વીતી ગયો હોય છે. એક પત્રનો જવાબ લખવામાં યે કેટલી કડાકૂટ! બ્રહ્મજ્ઞાન મેળવવા માટે પણ સાધનચતુષ્ટયની જ અપેક્ષા, પણ જવાબ લખવા માટે તો ચાળીસથી યે વધારે સાધનોની જરૂર પડે છે.

માર્ગમાં આવતી અનેકાનેક અડચણોની સામે થઇ હું સફળતાથી પત્ર પૂરો કરી રહું છું ત્યારે સરનામું મારી સામે આવીને ઘૂરકતું ઊભું રહે છે. જેને પત્ર લખવાનો હોય તેનું સરનામું જરૂર ન હોય ત્યારે મને હંમેશ યાદ રહે છે. પણ કામને વખતે એ, કોણ જાણે કેમ, મારા મગજમાંથી સરી જાય છે. આજે જ મેં મારા એક સગાને પત્ર લખ્યો પણ તેનું સરનામું યાદ ન હોવાથી હજી એ મારી પાસે જ પડયો છે. એનું

સરનામું બે દિવસ પર મેં જ બીજા એક ગૃહસ્થને આપ્યું હતું. અને થોડા દિવસ રહીને એને વિષે પૂછપરછ કરનારાઓને હું એનું સરનામું જરૂર આપી શકીશ. પણ એનો લખેલો જવાબ બીડવા જઇશ એટલે પાછું ભૂલી જઇશ. હું એને મળીશ ત્યારે હું એને સમજાવી પણ શી રીતે શકીશ કે 'ભાઇ, તમારૂં સરનામું હું હંમેશ ભૂલી જતો!' મેં બીજાને આપેલાં સરનામાંઓ, દૂધ પાઇને ઊછેરેલા સાપની પેઠે, અથવા ચા પાઇને ઘરમાં પેસાડેલા પાડોશીની પેઠે, મારી સામે થશે.

આખો સમુદ્ર તરીને આમ હું ખાબોચિયામાં ડૂબી જાઉં છું. કેવળ પત્રલેખનના વિષયમાં જ નહિ, પણ અનેક બાબતમાં અડચણોનો આખો સમુદ્ર તરી નાનકડા ખાબોચિયામાં હું ડૂબી જાઉં છું. આવું મને જ થાય છે કે બીજાઓને પણ થાય છે તે હું જાણતો નથી. પરંતુ મને તો સમુદ્રને તરવાનું ને ખાબોચિયામાં ડૂબી જવાનું કાર્ય કેવળ સ્વાભાવિક હોય એમ લાગે છે. હમણાં સખ્ત ઠંડી પડી ગઇ તે વેળા મને કંઇ થયું નહિ. પણ ઠંડી ઓછી થઇ ગઈ ને હવે શરદી થવાનો સંભવ નથી એમ મને લાગ્યું કે બીજે જ દિવસે મને શરદી થઈ! સરી જવાય એવી ટેકરીઓ પર સડસડાટ ચડી ગયા કેડે કોઈ પણ સરી ન પડે એવી સપાટ જમીન પર આવી હું ઘણી વાર સરી પડયો છું. પર્વણીના દિવસોએ આખી રાત સાંકેલાઇથી ઊજાગરો કરી સવારના છસાત વાગ્યે હું અનેક વાર ઊંઘી ગયો છું ને મને ઊંઘમાંથી ઊઠેલો જોનારાઓએ મેં જાગરણ કર્યું હતું એમ માનવાની હંમેશ ના કહી મારા દુઃખમાં વૃદ્ધિ કરી છે.

પ્રત્યેક પત્ર લખનારે પોતાના દરેક પત્રમાં પોતાનું સરનામું લખવું જોઇએ. એ નિયમનો ભંગ થવાને લીધે મેં એક

મિત્ર ગુમાવ્યો છે. અમે શાળામાં હતા ત્યારે સાથે વાંચતા ને બધે જ સાથે ફરતા. શાળા છોડી એ અમદાવાદ નોકરી કરવા ગયા. ત્યાં જઇ એમણે મને પત્ર લખ્યો ને પોતાનું સરનામું જણાવ્યું. દુર્ભાગ્યે એ પત્ર મારી પાસેથી ખોવાઈ ગયો. હું જવાબ ન લખી શક્યો. એમણે બીજો પત્ર લખ્યો. પણ તેમાં એમનું સરનામું નહોતું. એમને, કુદરતી રીતે જ, જવાબ ન મળ્યો. એ પછી એમણે બીજા પાંચસાત પત્રો લખ્યા. અને છેવટે મિત્રને ભૂલી જવાનો ને બીજા અનેક મારા પર આક્ષેપ ઢાલવ્યા. પણ એમાંનો એકાદ આક્ષેપ ઓછો કરી, તેને બદલે એમણે પોતાનું સરનામું લખ્યું હોત, તો એમાંના એક પણ આક્ષેપને હું પાત્ર નથી એમ હું સિદ્ધ કરી શકત.

કાગળ ને તેનો જવાબ લખવાનો કંટાળો એ, હું માનું છું કે, આત્માની ઉચ્ચતાની નિશાની છે. આત્માના જન્મસિદ્ધ અધિકાર નિવૃત્તિની આડે આવે છે, આકાશમાંથી ઉત્પન્ન થતા શબ્દોને એ બાંધી લેવા મથે છે, વ્યાવહારિક જગતની પેલે પાર વસતા પારમાર્થિક તત્ત્વને એ પાર્થિવતા અર્પે છે. આથી સ્વભાવતઃ જ અધિકારી આત્માઓ પત્ર તથા તેનો જવાબ લખવાનું પસંદ કરતા નથી.

દિવસના ઓછામાં ઓછા દસ પત્ર લખનારા રા. ચન્દ્રશંકર પંડ્યા જેવાઓ આ વાત કબૂલ નહિ કરે અને જવાબ ન લખનારાઓને 'કાગળ ખાઇ જનારા' પ્રાણીની ઉપમા આપવા પ્રેરાય. પરંતુ સ્વ. મણિલાલ નભુભાઇ પેઠે જેને અભેદની ઝાંખી થઇ હશે તે તો તરત જ સમજશે કે 'કોને લખું ને કોણ વાંચશે?' લખનાર ને વાંચનાર વચ્ચે જ્યાં ભેદ જ નથી ત્યાં પત્ર શા ને તેના જવાબ શા?

પત્રનો જવાબ લખવાનું કાર્ય આટલું બધું કઠિન છે

એમ ઘણા કદાચ નહિ માને. જે દિવસે પોતાને કોઇનો પત્ર મળે તે જ દિવસે તેનો જવાબ લખી દેવો એમ માનનારા ને એ પ્રમાણે વર્તનારા પણ મેં જોયા છે–અદેખાઇભરેલી આંખે જોયા છે. કેટલાક પોતાના પર આવેલા પત્રો અમુક સંખ્યાએ પહોંચે ત્યારે એકસામટો જવાબ લખી નાંખે છે. કેટલાક અમુક દિવસો સુધીમાં ભેગા થએલા સર્વ પત્રોનો જવાબ લખે છે. તેમ મારા જેવા કેટલાક એવા પણ હશે જે જીવન દરમ્યાન આવનારા બધા પત્રો ભેગા થાય પછી જ જવાબ લખવાનો વિચાર કરી શકે.

વાસ્તવિક રીતે જોતાં જવાબ લખવો એ કાળનો જ પ્રશ્ન છે. કોઇ તરત લખે, કોઇ અઠવાડિયે લખે તો કોઈ પંદરવીસ દિવસે. હું ' અનંત યુગનો તરનાર યોગી ' અમુક સમય સુધી –કદાચ પત્ર લખનારની કે મારી જિંદગી સુધી–જવાબ ન લખું તેથી, હું જવાબ નથી લખતો એમ સિદ્ધ થતું નથી. કેટલાક આ જિંદગીમાં જવાબ લખે તો કોઇક આવતી જિંદગીમાં પણ લખે. હું આવતી જિંદગીમાં જવાબ લખવાનું પસંદ કરૂં છું.

કોઇ પણ પત્રનો જવાબ બે રીતે લખી શકાય છે. એક તો, આવેલો પત્ર વાંચીને તે પર વિચાર કરી, કાગળ ને શાહીની મદદથી તે વિચારને અક્ષરમાં મૂર્ત કરી, ટપાલખાતાની મદદથી તેને ધારેલે સ્થળે પહોંચાડીને. બીજી રીત આથી ઘણી સરળ છે. કોઇ પણ પત્ર આવ્યો જ નથી એમ માનીને કંઇ પણ ન કરવું. આથી ખૂબ લખનાર થોડો વખત પોતાના પત્રના ઉત્તરની વાટ જોઇ બેસી રહે છે, બહુ થાય તો બીજો પત્ર લખે છે, પણ આખરે જાણે જવાબ મળી ગયો હોય એમ એ શાંત થઇ જાય છે. પત્રના આવ્યાને થોડા દિવસ વીત્યા પછી આપણને જ થશે કે હવે આનો જવાબ લખ્યો તો ય શું ને ન લખ્યો તો યે

શું ? કેવળ સમયના પ્રભાવે જ એ પત્ર એવી ઉચ્ચ આધ્યાત્મિક ભૂમિકાએ પહોંચી જાય છે કે જ્યાં સુખ અને દુઃખની પેઠે જવાબ અને જવાબનો અભાવ બંને સરખા છે. એ ભૂમિકા પ્રાપ્ત થયા પછી જવાબ લખ્યા વગર આપણે જવાબ લખ્યાનો સંતોષ અનુભવી શકીએ છીએ.



[ ૧૩ ]

# નન્નો

આપણા જીવનમાં તેમજ સાહિત્યમાં નન્નાનું મહત્વ ઘણું છે. આદિ કવિનું બિરૂદ પામનારા નરસિંહ મહેતા, આધુનિક ગુર્જર સાહિત્યની નવનવી દિશાઓનું પ્રથમ દર્શન કરાવનાર નર્મદ, આપણા પહેલા વિવેચક નવલરામ, પ્રથમ વાર્તાકાર નંદશંકર, અંગ્રેજી લિરિક જેવાં શુદ્ધ ઊર્મિગીતો પ્રથમ રચનારા નરસિંહરાવ, ભવ્ય કલ્પના ને આદર્શ ગુજરાતમાં પ્રથમ રજુ કરનાર નાનાલાલ; આમ આપણા સાહિત્યમાં નકારનું મહત્વ ઓછું નથી. એજ પ્રમાણે જીવનમાં પણ નકારનું સ્થાન ઘણું મોટું છે.

કહેવત છે કે 'એક નન્નો સો દુઃખને હણે.' પ્રથમ દર્શને એમાં અતિશયોક્તિ જેવું ભાસે, પણ વસ્તુતઃ એ અતિશયોક્તિ નથી, હીનોક્તિ છે. એક નન્નો સો નહિ પણ હજારો દુઃખને હણે છે. પહેલીજ વાર ના કહી દેવાથી આપણે અનેક અડચણો ને ઉપાધિઓને આવતી ટાળી શકીએ છીએ.

જગતની જંજાળમાંથી છૂટવાને, પરમ સ્પૃહણીય મોક્ષ-પદની પ્રાપ્તિને માટે શંકરાચાર્ય સમા તત્ત્વજ્ઞોએ નૈષ્કર્મ્ય ને નિવૃત્તિનો બોધ કર્યો છે, તે પણ આ નકારનું જ મહત્ત્વ સિદ્ધ કરે છે. હું કંઇ કરતો નથી ને કરવાનો યે નથી એમ કર્મમાર્ગ માટે નન્નો વાસી દીધો એટલે તરત મોક્ષમાર્ગે પ્રયાણ શરૂ થઈ જાય.

પરંતુ ના કહેવાનું સામર્થ્ય અતીવ દુર્લભ છે. હકાર એ મહાપ્રાણ છે, એના ઉચ્ચારણ માટે વધારે જોરની જરૂર પડે છે ને નકાર એ અલ્પ પ્રાણ હોવાથી એનું ઉચ્ચારણ સહેલાઇથી થઇ શકે છે; છતાં, કોણ જાણે કેમ, આપણે ના કરતાં હા જ વધારે ત્વરાથી બોલીએ છીએ. ના કહેવાની હિંમત બહુ વિરલ છે.

થોડા દિવસ પર હું નાટક જોવા ગયો હતો, ત્યાં મારી પાસે બેઠેલા સદ્ગૃહસ્થ કંઇક અનિવાર્ય કારણથી પત્નીને ઘેર મૂકી નાનું છોકરૂં લઇને આવ્યા હતા. અમને બંનેને-એ સદ્ગૃહસ્થને ને મને-નાટક ગમતું હતું. પણ બાળકનો અભિપ્રાય અમારાથી જુદો હતો અને એ અભિપ્રાય તે સુરુચિ કે સૌજન્યની પરવા કર્યા સિવાય મોટે અવાજે પ્રગટ કર્યાં કરતું હતું. થોડી વાર તો એ ગૃહસ્થે બાળકને છાનું રાખવાના પ્રયત્નો કર્યા, પણ અંતે થાકીને એ થિયેટરની બહાર ગયા. બીજા અંકમાં બાળક નિદ્રાવશ થઈ ગયું એટલે એમણે મને કહ્યું: 'તમે આને જરા રાખશો ? હું જરા બહાર જઇને ઘેરથી માણસ આવ્યો હોય તો તેને જોઈ આવું" હું જાણતો હતો કે એ બાળકનો હું કબજો લઇશ કે તરત જાગી ઊઠીને એ પાછું રડવાનું શરૂ કરશે. 'ના, મારાથી નહિ રખાય, તમારી જોડે જ લઇ જાઓ' . હું બોલ્યો ય ખરો પણ તે મનમાં જ, ને બહાર પ્રગટ રીતે મેં કહ્યું-મારાથી કહે-વાઇ ગયું: 'હા, એમાં શું ? લાવોની' ને એ સદ્ગૃહસ્થ બાળકને

મારા હાથમાં પધરાવી ઘેરથી આવેલા માણસને જોવા ઊપડી ગયા અને છેક નાટક પૂરૂં થવા આવ્યું ત્યારે પાછા આવ્યા. એ દોઢબે કલાક સુધી મેં એ રડતા બાળકની માતા બનવાના જે નિષ્ફળ પ્રયોગો કર્યા તે જોઇ મારા શત્રુને યે દયા આવી હશે. પાછળથી મને ખબર પડી કે એ 'સદ્‌ગૃહસ્થ' કોઇ માણસ-બાણસને જોવા નહોતા ગયા, પણ પોતાના બાળકને મારા હાથમાં પધરાવી બીજા વર્ગમાં બેસી નિરાંતે નાટક જોતા હતા!

જગતમાં બે જ પ્રકારના મનુષ્યો છે; ના પાડનારા ને હા કહેનારા. એમાં પ્રથમ વર્ગના મનુષ્યો સામાન્ય રીતે સુખચેનમાં રહે છે. જે જે લપ કે ઉપાધિઓ એને વળગવા આવે છે તે તે સર્વને, 'ના'ના અભેદ્ય કિલ્લામાં પોતે ભરાઇ રહી, બહારથીજ પાછી વાળે છે. નકારનું વ્રજ સમું બખ્તર પહેરી એ જીવનસંગ્રામમાં ઝુકાવે છે અને અક્ષત રહીને વિજય મેળવે છે. કેટલીક વાર નકાર હકારનું સ્વરૂપ પણ ધારણ કરે છે પણ તેથી છેતરાવાનું નથી. હાનો અંચળો ઓઢી અંદર તો ના જ છૂપાએલી હોય છે. એવા પણ માણસો હોય છે જે જિંદગીમાં ના પાડતા શીખ્યા જ ન હોય; પણ તેમને ખરી હા કહેનારાના વર્ગમાં મૂકી શકાય નહિ. મારા એક પાડોશી છે. એ કદી કોઇ વાતમાં ના પાડતાજ નથી. છતાં એમનું વર્તન જોઈ મેં એમને ના કહેનારાના વર્ગમાં મૂકયા છે. રાતે પાનાં રમવા એમને બોલાવીએ તો 'હા, હમણાં આવ્યો' એ જવાબ દે, પણ આવે તો નહિ જ. એ બહાર જતા હોય ને તમે એને પૂછો: 'જરા મારો કાગળ લેતા જશો? રસ્તામાં ટપાલમાં નાંખી દેજો.' 'હા, જરૂર' એ કહે ને પછી તમારો કાગળ લેવા આવ્યા વગર ચાલ્યા જાય. અણગમતી વસ્તુની હા કહી તે ન કરનારા આવા મનુષ્યોમાં કાં તો સીધી ના કહેવાની શક્તિ હોતી નથી, અથવા તો 'આ હું કરવાનો

તો નથી જ, પણ સામા માણસની લાગણી દુભાવવી શા માટે ?' એમ ધારી એ પોતાના નકાર પર હકારનો ઢોળ ચઢાવે છે. આથી ઊલટું હાના અર્થમાં ના કહેનારા પણ હોય છે. વિનય ખાતર, આગ્રહ કરાવવા ખાતર મોટાઈના અતિશયોક્તિભર્યા ખ્યાલથી કે બીજા કોઇ કારણને લીધે પોતાને અમુક વસ્તુ ગમતી હોય છતાં તેની પહેલાં તો ના જ પાડનારા મનુષ્યો બહુ વિરલ નથી. પ્રમુખપદને માટે આનાકાની કરતા પ્રતિષ્ઠિત પુરુષ, મંત્રી કે પ્રમુખ તરફથી મળતા હારને ગળામાં ધારણ કરતાં અચકાતો વકતા, પોતાને માટે માનપત્રનો મેળાવડો કરવાની જરૂર નથી એમ કહેતો ઉચ્ચ પદવી કે પદ પ્રાપ્ત કરેલો કોઇક અધિકારી, એ સર્વ ઉપલા વર્ગના છે. મોઢે તેઓ ના કહે છે, પરંતુ એમની ના ઘણુંખરું હકારાત્મક હોય છે. પ્રણયીઓ વચ્ચે, ખાસ કરીને પ્રિયતમા મુગ્ધા કે નવોઢા હોય છે, ને પ્રિયતમ કે પતિ નવો પરણેલો અથવા બિનઅનુભવી હોય છે ત્યારે, આ ના–હાની રસાકસી બહુ રસિક થઈ પડે છે. શૃંગારની પરિભાષામાં તો ના એટલે હા, એમ ઘણી વાર સમજી લેવું પડે છે. એ પ્રેમોર્મિથી ઊછળતા હૃદયવાળાં પ્રણયીઓને, તેઓ ગમે એટલી ના પાડતા હોય તો યે હા પાડનારાના વર્ગમાં જ મૂકવા ઉચિત છે.

પરંતુ હું અહીં જે નન્ના વિષે વાત કરું છું, તે આવા, ગમતી વસ્તુને માટે પણ શરમ અથવા વિનયને લીધે ઉચ્ચારાતા નકારની નહિ, પણ આપણને બીલકુલ ન ગમતી હોય એવી વસ્તુઓ માટેના સીધા ને સ્પષ્ટ નકારની. જેણે વગર કારણે દુઃખી થવું ન હોય તેણે ના કહેતાં શીખવાની જરૂર છે. આપણા ધર્મના, સમાજના, સરકારના કાયદાઓ તથા વિવેક, વિનય આદિની મર્યાદાઓને લીધે આપણાથી ઘણી વાર, જરૂર હોય ત્યારે પણ, ના પાડી શકાતી નથી. ધર્મને બહાને આપણી

જન્મસિદ્ધ સુખસગવડોનો ભોગ આપવાના અનેક પ્રસંગે, જુલ્મીઓના જુલ્મને સહન કરતી વેળા, અન્યાયીઓના અન્યાયનું સમર્થન, અપ્રત્યક્ષ રીતે પણ કરવું પડે ત્યારે, ફંડમાં નાણાં ભરાવવા મિત્ર કે મોટેરાં આગ્રહ કરી રહ્યાં હોય તે વખતે, કે ઊંઘ આવતી હોય કે બીજું કંઇ કામ હોય તે વેળા કોઇ મળવા આવી ચઢે ત્યારે, જો ના પાડી શકાતી હોત તો દુનિયાનાં કેટલાં દુઃખ ઓછાં થઇ જાત ? પરણ્યા પછી પત્નીનું મોં ગમે નહિ તો પતિ એને રાખવાની ના કહી દે; સંતતિની અણધારી પરંપરા એક પછી એક ચાલી આવે ત્યારે એ સર્વનું પોષણ કરવાની પિતા ના કહી દે; લેખ લેવા માટે તંત્રી અથવા એના તરફથી કોઇક અધિકૃત મનુષ્ય આવીને માંગણી પર માંગણી કર્યાં કરે ત્યારે લેખક લેખ આપવાની ના પાડી દે; ઓળખીતાને ત્યાં મળવા ગયા હોઇએ ને ગંદી ચહા પાવાનો એ ખૂબ આગ્રહ કરે ત્યારે આપણે સ્પષ્ટ રીતે ના કહી શકીએ; કોઇક ટીકાકાર તમારા પુસ્તક પર ટીકા લખી આપવાને પ્રવૃત્ત થાય અથવા કોઇક ઊગતો કે ઊંઘતો લેખક પોતાના પુસ્તક માટે તમારી પાસે પ્રસ્તાવના લખાવવા આવે ત્યારે ના પાડી દો, તો સર્વે કેટલાં સુખી થાય ? ના કહેવાની અશક્તિને લીધે જ, આપણા ક્ષુદ્ર હૃદયદૌર્બલ્યને લીધે જ, આપણે સૌ આટઆટલી હેરાનગતી ભોગવીએ છીએ. સ્ત્રીની ના તે હા સમજવી એમ કોઇક વિચારકે કહ્યું છે તે ખરૂં છે કે નહિ તે તો અનુભવીઓ જાણે, પણ જેમનું હૃદય સ્ત્રી જેવું કોમળ ને સ્વભાવે જેઓ નિર્બળ હોય છે તેમનાથી ના પાડી શકાતી નથી. કવચિત તેઓ ના કહે છે તોપણ પછીથી તેમને હા કહેવી જ પડે છે, એ તો સામાન્ય અનુભવની વાત છે.

'આટલું કામ જરા કરી આપશો ?' એવા પ્રશ્નના ઉત્તરમાં તરત 'ના' કહી દેનારાઓને હું જોઉં છું ત્યારે મને તેમની

બહુ અદેખાઇ આવે છે. મારાથી એ પ્રમાણે કદી ના કહી શકાતી નથી. મુગ્ધ કન્યકા પ્રિયતમ આગળ જતાં ઠેઠ દરવાજા સુધી જઈ જેમ અટકી જાય છે તેમ મારી ના છેક હોઠ સુધી આવી આગળ જવાની ના પાડે છે. રાત્રે સૂતી વેળા, હવેથી કોઇ આવીને કામ સોંપે અથવા ફંડ માટે કે ઉધાર પૈસા માગે, તો જરા અચકાયા વગર ના કહી દઇશ એમ હું બહાદુરીથી દરરોજ નિશ્ચય કરૂં છું. પણ બીજે દિવસે ઊગતા સૂર્યના પ્રકાશમાં મારો બહાદુરીભર્યો નિશ્ચય ઓગળી જાય છે. બહુ થાય તો ઘરનાં માણસોને હું ના કહી શકું છું. હું અપચાથી પીડાતો હોઉં, ઘેર ખાવાની ના કહી હોય, છતાં કોઇ જમવાનો આગ્રહ કરે તો હું જમવા બેસી જાઉં છું. ચહા પીવાની વૃત્તિ ન હોય ને કોઈ ચહાનું પ્યાલું ધરે તો તે તરત સ્વીકારી લઉં છું. અરે! કોઇ વિદ્યાર્થી દાખલો પૂછે ત્યારે મને નથી આવડતો એટલુંય હું કહી શકતો નથી.

અને આ લેખ પણ મારી ના પાડવાની અશક્તિનું જ પરિણામ છે એમ વાચક સહેલાઇથી સમજી શકશે!



[ ૧૪ ]

# ઈશ્વરનું અસ્તિત્વ



મને સમજાતું નથી કે આપણે પ્રગતિ કરીએ છીએ કે પાછળ ગતિ કરી રહ્યા છીએ. ઈશ્વર છે કે નહિ, એ પ્રશ્ન તો પ્રાચીનકાળનો છે એમ હું ધારતો હતો. ભૂતકાળમાં એ વિષે આપણા તેમ જ અન્ય દેશોમાં વિદ્વાનો વચ્ચે વારંવાર વાદવિવાદ થતા. ઇશ્વર છે કે નહિ, એ પ્રશ્ન માટે હવે તો પૂર્ણવિરામ આવી ગયું હશે એમ હું ધારતો હતો. પણ હજી એ પ્રશ્નચિહ્ન એમનું એમ જ છે. ઇશ્વર છે કે નહિ તે તો કોણ જાણે, પણ એ પ્રશ્ન તો છે જ ને મને ભય છે કે જગત છે ત્યાં સુધી રહેવાનો. ઇશ્વર જુદે જુદે સ્વરૂપે બ્રહ્માંડમાં રહે છે તેમ એ કદાચ કેટલાક વિદ્વાનોના મનમાં ને સભાઓના વ્યાસપીઠ પર પ્રશ્નરૂપે રહેવાનો. ગીતામાં કહ્યું છે કે आश्चर्यवत्पश्यति कश्चिदेनम्। કોઇક એને આશ્ચર્યરૂપે જુએ છે) તો કોઇક એને પ્રશ્નરૂપે જુએ તેમાં પણ નવાઇ નથી.

ઇશ્વરના અસ્તિત્વ વિષે વિદ્વાનો વચ્ચે ચાલેલા એક વાદ-વિવાદનો અહેવાલ વાંચી ગયા પછી પણ ઇશ્વર છે એ સિદ્ધ થઇ ગયું, કે ઇશ્વર નથી એમ સિદ્ધ થયું, એ વિષે મને કંઈ સમજ પડી નહિ. વિદ્વત્તાભરી, ઊર્મિભરી ને અવલોકન ને અનુભવના રંગે રંગાએલી ચર્ચા કરનારાઓ તથા પ્રમુખ બંનેની દલીલો વાંચી કયા નિગમન પર આવવું તે મારાથી નક્કી થઇ શક્યું નહિ.

'ઇશ્વર છે જ' એમ પ્રતીતિપૂર્વક કહેનારા આર્યસમાજી પંડિતો, તથા 'ઇશ્વર નથી જ' એમ પ્રતિપાદન કરનારા નાસ્તિક મતવાદીઓની મને એક રીતે ઇર્ષ્યા આવે છે. આટલી બધી સહેલાઇથી નિર્ણય કરવાની એમની શકિત જોઇ મને મારી દયા આવે છે. કોણ જાણે કેમ, ઇશ્વર વિષે તો શું, પણ કોઈ પણ બાબતમાં હું એટલી સહેલાઇથી નિર્ણય કરી શકતો નથી. હું ચોર નથી એ હું જાણું છું; છતાં કોઇ મને અંધારામાં સપડાવીને અચાનક પૂછી પાડે: 'તું ચોર છે?' તો હું તરત ના કહી શકું કે કેમ એ વિષે મને સન્દેહ છે!

**संशयात्मा विनश्यति** (સંશય રાખનારા મનુષ્ય વિનાશ પાસે છે.) એમ ગીતામાં કહ્યું છે, પણ મને તો એ વાકયમાં રહેલા સત્ય માટે પણ સંશય પડે છે. સંશયાત્મા વિનાશ શા માટે પામે, અથવા શા માટે ન પામે એ કંઇ કહી શકાય એવું નથી.

સંશય એ બહુ અદ્‌ભુત વસ્તુ છે. ન્યાયશાસ્ત્રમાં પ્રમાણ તરીકે એની કિંમત બહુ નહિ હોય, પણ વ્યવહારમાં તો એનું મહત્ત્વ સૌથી વિશેષ છે. સંદિગ્ધતા અથવા સંશયની વૃત્તિ પર જ આપણા ધર્મ તથા વ્યવહારશાસ્ત્રના વિધિનિષેધો રચાયા છે. મનુષ્ય સીધે રસ્તે, નીતિને માર્ગે ચાલશે કે નહિ એવા સંશયથી અભિભૂત થઇ શાસ્ત્રકારોએ એને માટે નરક ને યમની યાતનાઓ નિર્માણ કરી. સામો પુરુષ પોતાનું વચન પાળશે કે નહિ તેની

ખાતરી ન હોવાથી સમાજે દસ્તાવેજ વગેરેની પ્રથા પાડી. કાયદામાં પણ આરોપીએ ગુનો કર્યો છે કે નથી કર્યો એવી સંશયવૃત્તિ ઊપજે તો એને નિર્દોષ ગણવો એવો નિયમ છે. તેમ જ એવા કાયદા પણ ઘડાય છે કે અમુક માણસની ચાલચલગત માટે સંશય પેદ થાય તો એને તરત જેલમાં ધકેલી દેવો.

'રેખાશૂન્યતા' નામના કાવ્યમાં રમણભાઇએ 'પ્રતીતિમાં સંશય માત્ર તેનો' એમ કહી, નાના બાલકનું મરણ થતાં એ હતો કે નહિ એવો સંશય ઊપજતાં, એ સંશયને જ એના અસ્તિત્વના પ્રમાણરૂપ ગણ્યો છે. કેટલીક વાર મનુષ્યને 'હું ગાંડો તો નથી થઇ જતો?' એમ સકારણ સંશય થાય છે. ત્યારે તજ્ઞો કહે છે કે એ સંશય ઊપજે છે તે જ ગાંડપણ નથી તેની ખાતરી કરાવે છે. ગાંડા માણસને એવો સંશય કદાપિ થાય નહિ. આમ અમુક વસ્તુના અસ્તિત્વનો સંશય તે કેટલીક વાર તેના અસ્તિત્વના પ્રમાણની ગરજ સારે છે, તો કેટલીક વાર તેના અભાવના પ્રમાણ તરીકે પણ એ જ સંશયને સ્વીકારી લેવામાં આવે છે, એટલે સંશય શું સિદ્ધ કરે એ પણ બહુ સંશયાત્મક વાત છે.

ઇશ્વર તો શું પણ કોઇનું ય અસ્તિત્વ અથવા 'નાસ્તિત્વ' સિદ્ધ કરવું બહુ કઠણ છે. દાખલા તરીકે હું છું એ વાત મને કોઇ સિદ્ધ કરવા કહે, તો બહુ ભારે પડી જાય છે. હું જાણું છું કે આ લેખ મેં લખ્યો છે પણ એ વાત મારાથી સિદ્ધ થઇ શકે એમ નથી. એવો એક પ્રસંગ ખરેખર મારે આવ્યો હતો. બહુ વખત પર મેં એક માસિકમાં કાવ્ય લખ્યું હતું—જુદા જ નામે. મારા સિવાય એના કર્તૃત્વ વિષે બીજા કોઇને ખબર નહોતી. 'આ કાવ્ય કોનું છે?' એમ એક દિવસ કોઇક સાહિત્યરસિક મિત્રે અમે પાંચસાત જણા બેઠેલા હતા ત્યાં પૂછ્યું. મારે નામ પ્રગટ

કરવું નહોતું એટલે હું મૂગો રહ્યો. મારા એક ઓળખીતાએ પ્રશ્ન કરનારને પૂછ્યું: 'કેવું છે?' 'સારૂં છે.' એમણે જવાબ દીધો અને પૂછ્યું: 'કેમ, તમે લખ્યું છે કે શું?' પેલા ભાઇએ હાના કંઈ કહ્યું નહિ, પણ જરા હસ્યા. અને બધાને લાગ્યું, એ કાવ્ય એમનું જ છે. એ ભાઈ પણ કાવ્ય રચતા એટલે એ એમનું કાવ્ય હોય તેમાં કોઇને નવાઇ પણ લાગી નહિ. તે વખતે મારે સત્ય વસ્તુ જાણવા છતાં મૂગા જ રહેવું પડયું. 'મેં એ કાવ્ય રચ્યું છે' એમ હું કહી શકત. પણ તેનો કાંઇ પુરાવો મારી પાસે નહોતો.

વસ્તુતઃ ઇશ્વર છે કે નથી એ બેમાંથી એકે વસ્તુ સિદ્ધ થઇ શકે એમ નથી. છતાં કેટલાક જાણે 'છે' એમ સિદ્ધ થઇ જ ગયું હોય એમ માનીને વર્તે છે ને બીજા '**નથી**' એમ સિદ્ધ થઇ ગયું હોય એમ માનીને ચાલે છે અને આથી વિસંવાદ ઉત્પન્ન થાય છે.

બળવો, ક્રાંતિ, વિખવાદ વગેરેનું મૂળ જ આ છે. જે ભાવના અથવા વસ્તુને અમુક વર્ગ સિદ્ધવત્ માની લે છે તેને અન્ય વર્ગ જ્યારે અસિદ્ધ ગણી લે છે, ત્યારે એમ ગણનારા ઓછા હોય તો તે બળવાખોર કહેવાય છે. વધારે હોય તો ન ગણનારા અભણ ને જંગલી મનાય છે. પિતા પોતાનું પિતૃપદ સિદ્ધ વસ્તુ તરીકે સ્વીકારી લે છે, પણ તેના છોકરાઓ એ પદને સિદ્ધ તરીકે સમજતા નથી. સરકાર પોતાનું સરકારપણું સુસિદ્ધ ગણી લે છે, પણ પ્રજાને એમાં મતભેદ રહે છે. અને આમ ધાર્મિક, સામાજિક, રાજકીય બળવાનાં મૂળ નંખાય છે.

પણ મને એક બીજો સંશય થાય છે. પાળેલું કૂતરૂં જેમ હડખાયું થતાં પાલકને પણ કરડવા આવે છે, તેમ આ સંશયવૃત્તિ એની ઉદ્ભાવક બુદ્ધિને માટે જ સંશય દર્શાવવા લાગશે?

માનવ સંશયવૃત્તિ ધીરે ધીરે બધું ખાઈ જઇને આખરે માનવ બુદ્ધિને ખાવા નહિ આવે એની શી ખાતરી? મનુષ્યમાં બુદ્ધિ છે ખરી એ વાત જ સંશયગ્રસ્ત નહિ થાય? આપણી બુદ્ધિમાં ઇશ્વર અને અન્ય કેટલીક વસ્તુઓ ઊતરતાં નથી, માટે ઇશ્વર તથા એ વસ્તુઓ નથી એમ અત્યારે આપણને લાગે છે. પણ જતે દહાડે, ઇશ્વર તથા અનેક વસ્તુઓ આપણી બુધ્ધિમાં ઉતરતાં નથી માટે આપણામાં બુદ્ધિ જ નથી એમ તો કોઇને નહિ થાય? માણસમાં બુદ્ધિ નહિ હોય, એવું તો મને ઘણી વાર લાગ્યું છે. ઘણાંને લાગતું હશે. છતાં સંશય કરનાર માટે પણ સંશય ઉત્પન્ન કરી, હું હવે શું કહેવા માંગું છું એ મને જ હવે નથી સમજાતું તો બીજું કોણ સમજશે એમ માની, અહીંથી જ અટકવું ઉચિત ધારું છું.



[૧૫]

# પરીક્ષા

એક દિવસ મુંબઈ યુનિવર્સિટીની સેનેટના એક સભ્યે ખાનગી વાતચીતમાં યુનિવર્સિટીની પરીક્ષાઓ કેવળ નકામી છે, અને બની શકે તો પરીક્ષાની પ્રથા કાઢી નંખાવવા હીલચાલ ચલાવવી જોઇએ, એમ જણાવ્યું હતું.

આ ઉપરથી મને એક વાત યાદ આવે છે લાંબા વખતના એક દરદીની ખાવાની ઇચ્છાનો અતિરેક થતાં ડોકટરે તેને સલાહ આપતાં જણાવ્યું હતું કે: 'થાળીમાંના બધા ખાદ્ય પદાર્થો કાઢી નાખી જમવા બેસવું ને પછી હાથ ધોઇ નાખવા. આથી ખાધાનો અવગુણ નહિ થાય ને તેનો સંતોષ થશે.' આમાં થાળીને કેટલો અન્યાય થાય છે તેની ડોકટરે પરવા રાખી નહોતી. અમથી અજીઠી થવા ઉપરાંત એ બીજી કોઇ રીતની સેવા કરી શકતી નહિ. ખરી રીતે એનું જીવન જ નિષ્પ્રયોજન થઇ પડયું હતું. પરંતુ થાળીનું કલ્યાણ કરવા માટે નહિ, પણ દરદીનું કલ્યાણ કરવા માટે પોતાને ફી મળતી હતી, એ વાત

ડોક્ટરના ધ્યાનમાં હતી અને એથી જ એમણે એવી સલાહ આપી હતી. એ જ પ્રમાણે યુનિવર્સિટીમાંથી પરીક્ષાની પ્રથા કાઢી નાખવાથી વિદ્યાર્થીઓને કદાચ લાભ થશે, પણ યુનિવર્સિટીની શી સ્થિતિ ? એનું શું થશે ? એનું જીવનકાર્ય જતું રહેતાં એનું જીવન, જે અત્યાર સુધી વિદ્યાર્થીઓને ભારરૂપે જણાતું, તે એને પોતાને ભારરૂપ જણાશે. અને યુનિવર્સિટી કંઇ નાની સરખી થાળી નથી. એ નકામી પડી જાય એ આપણને પાલવે એમ નથી.

પરીક્ષાની પ્રથા જતી રહે તો યુનિવર્સિટીના સંચાલકો ને ભારવાહકો નકામા થઇ જાય. તે ઉપરાંત પરીક્ષકો, સુપરવાઇઝરો, પરીક્ષા વખતે વિદ્યાર્થીને ઘેર ભણાવવા જતા શિક્ષકો, એ સૌની કેવી દશા થાય તેનો વિચાર સેનેટના એ વિદ્વાન સભ્યે કર્યો હોય એમ લાગતું નથી. વિદ્યાર્થીનાં માબાપને 'અમારો છોકરો ભણે છે' એમ તેની પરીક્ષા આવે છે ત્યારે જ લાગે છે. તે જ વખતે છોકરાનું મહત્ત્વ આખા કુટુંબને સમજાવા માંડે છે. એજ વખતે, ઘરનું સ્ત્રીમંડળ જીવનભરમાં ન જાણેલું એવું મૌનવ્રત, સેવવા પ્રયત્ન કરે છે, અને પાડોશીઓને તેમ કરવા ફરજ પાડે છે. વર્ષાકાળે કોઇક વખત મેઘધનુષ્ય ગગનપટ પર છાઇ રહે છે, આખા જનમંડળની દૃષ્ટિને આકર્ષે છે, ને પછી થોડી વારમાં વિલુપ્ત થઇ જાય છે; તે જ પ્રમાણે યુનિવર્સિટીની પરીક્ષાને વખતે વિદ્યાર્થી પોતાની જ્ઞાતિના ગગનપટ પર મેઘધનુષ્યશો વિરાજી રહે છે, જ્ઞાતિજનોની દૃષ્ટિને પરીક્ષાના પરિણામના દિવસ સુધી આકર્ષી રાખે છે ને તે પછી પાછો વિસ્મૃતિના અંધકારમાં વિલીન થઇ જાય છે. આવી પરીક્ષાઓ કાઢી નંખાવવાથી વિદ્યાર્થીના પોતાના ગૌરવ ને મહત્તાને પણ ક્ષતિ પહોંચવાનો સંભવ છે.

નરસિંહ મહેતા કે બીજા કોઈ ભક્તના આખ્યાનમાં મેં

વાંચ્યું હતું કે પોતાના હંમેશના રિવાજ મુજબ ઘણું ખરૂં દુ:ખ દીધા પછી પ્રભુએ જ્યારે પ્રસન્ન થઈ એમને વરદાન માગવાનું કહ્યું ત્યારે એમણે માગી લીધું હતું કે: 'પ્રભુ ! જેવી કસોટી મારી કરી તેવી હવેથી અન્ય કોઈની ન કરશો.' 'તથાસ્તુ' કહી પ્રભુ અન્તર્ધ્યાન થયા. ત્યાર પછી અનેક ભક્તો થઈ ગયા. તેમનાં આખ્યાનો પણ લખાયાં છે. એ આખ્યાનો વાંચતાં માલૂમ પડે છે કે એ બધા ભક્તોના જીવનના પ્રભાતકાળમાં લગભગ બસો-અઢીસો લીટી સુધી એમનાં સગાંવહાલાં એમને દુ:ખ દે છે, પછી પાંચસોછસો લીટીમાં પ્રભુ તેમની આકરી કસોટી કરે છે ને અંતની પચાસેક લીટીમાં પ્રસન્ન થઇ વરદાન માગવા કહે છે. છેલ્લી ચાર લીટીમાં તેઓ વરદાન માગે છે ને લગભગ દરેક જણ કરુણ સ્વરે કરુણાનિધાનને પ્રાર્થે છે: 'પ્રભુ ! અમારી કસોટી કરી તેવી અન્યની ન કરશો !' છેલ્લી અર્ધી લીટીમાં 'તથાસ્તુ' કહી પ્રભુ હસતે મુખડે વિદાય લે છે. પરંતુ 'આ તારી છેલ્લી કસોટી કરી નાંખી; હવે બીજાની નહિ કરૂં'' એવું (એ જ શબ્દોમાં નહિ, તો પ્રભુ જ ઉચ્ચારી શકે એવા દિવ્ય સંદિગ્ધ શબ્દોમાં) વરદાન આપી ઈશ્વર હંમેશાં ઘેર જઈ હવે પછી કોની ને શી રીતની કસોટી કરવી તેનો કાર્યક્રમ લક્ષ્મી સાથે નક્કી કરવા બેસી જાય છે. કસોટી કરવાની – પરીક્ષા લેવાની – ટેવ જ એવી છે. ચહા, દારૂ ને અફીણની ટેવ કદીક છૂટે, પણ પરીક્ષા લેવાની ટેવ તો ઈશ્વ-રથી પણ છોડી છૂટે એમ નથી. વચનભંગનું પાતક વહોરીને પણ એ પરીક્ષા લીધા જ કરે છે તો યુનિવર્સિટીનું શું ગજું ? નથી એવી કોઇએ એને પ્રાર્થના કરી કે નથી એવું એણે કોઇને વરદાન આપ્યું.

પરીક્ષાની પદ્ધતિ તો દિવસે દિવસે વધારે ને વધારે પ્રચાર પામતી જાય છે. 'જ્યોમેટ્રિકલ પ્રોગ્રેશન' પ્રમાણે વૃદ્ધિ પામતાં

વર્તમાનપત્રોના અધિપતિઓ વાચકોની પરીક્ષા કરવા નવનવા પ્રયોગો અજમાવે છે; વાચકો પણ પત્રકારોની કસોટી કરવા અદ્દભુત લેખ ને ચર્ચાપત્રોનો મારો ચલાવે છે; ગ્રંથકારોના ગ્રંથોની પરીક્ષા કરવા વિવેચકો વધારે સંખ્યામાં ઉત્પન્ન થતા જાય છે; ને વિવેચકોની વિવેચનાની પરીક્ષા કરનારા પરીક્ષકો પણ કાળના પડદામાંથી બહાર પડતા જ રહે છે. એકલા સાહિત્યના વિષયમાં જ નહિ, પણ સર્વત્ર મનુષ્યની કસોટી એક અથવા બીજી રીતે થયાં જ કરે છે.

આવી પરિસ્થિતિમાં યુનિવર્સિટી પોતાને જન્મકાળથી જ પડી ગએલી પરીક્ષા લેવાની ટેવને છોડી દે એ અસંભવિત છે. એમ છતાં એ જે પ્રકારની પરીક્ષા લે છે તેમાં ફેરફાર કરવો આવશ્યક છે અને શક્ય પણ છે. આ વિકાસના યુગમાં એ છેક પ્રાચીનકાળની વ્યવસ્થાને અનુસરે છે તે ખોટું છે. અસલ, જ્યારે છાપવાની કળા નહોતી ત્યારે આખા ને આખા ગ્રંથો વિદ્યાર્થીઓને મોઢે કરવા પડતા. અને ઘન, જટા, ક્રમ ઇત્યાદિ અવનવી રીતો શબ્દો મોઢે કરવા પ્રચારમાં આવી. પરંતુ હવે તો પુસ્તકો છપાય છે ને તેની જોઇએ તેટલી નકલો (કેટલીક વખત પૈસા ખરચવાથી ને ઘણી વાર તફડાવવાથી) મળી શકે છે. પુસ્તકો મોઢે કરવાના જમાના કરતાં આપણે અત્યારે ઘણા આગળ વધ્યા છીએ. તે છતાં યુનિવર્સિટી વિદ્યાર્થીઓને બધું મોઢે કરવાની ફરજ પાડે તે અનુચિત છે—જંગલી જમાનાનું લક્ષણ છે. વિદ્વાનો, વકીલો ને ડોકટરો ક્ષણે ક્ષણે પોતાને કામનાં પુસ્તકો ઉઘાડી તેમાંથી ભૂલાએલી વિગત તાજી કરી લે છે. પુસ્તકમાં જોઈ દવા તૈયાર કરવાથી, કાયદાના ગ્રંથ ઉઘાડી તેમાંથી અમુક વાંચી બતાવવાથી, કે કોઈક બીજા વિદ્વાનનો અભિપ્રાય અક્ષરશઃ પોતાના પુસ્તકમાં ઉતાર્યાથી ડોકટર, વકીલ કે વિદ્વાન કંઈ

પણ અયોગ્ય કાર્ય કરતા હોય એમ કોઇને લાગતું નથી. આમ છતાં વિદ્યાર્થીઓને પરીક્ષા વખતે પાઠ્યપુસ્તક ન જોવા દેવાનો આગ્રહ યુનિવર્સિટી શા માટે રાખતી હશે તે સમજાતું નથી. મનુષ્યની સ્મરણશક્તિ કરતાં સમજશક્તિ વધારે વિશ્વસનીય છે એ સનાતન સત્ય એ કેમ વિસરી જાય છે તે સમજાતું નથી. વિદ્યાર્થીને કેટલું યાદ રહ્યું છે તેની પરીક્ષા લેવા કરતાં એ કેટલું સમજ્યો છે તેની પરીક્ષા લેવી જરૂરની છે. આટલા માટે પરીક્ષા વખતે વિદ્યાર્થી છૂટથી પાઠ્યપુસ્તકનો ઉપયોગ કરી શકે, બીજા કોઇને પૂછી શકે, ઘેર બેઠો પણ પરીક્ષા આપી શકે, તેમ જ પરીક્ષક સાથે, એની ઇચ્છા હોય તો, વાદવિવાદ પણ કરી શકે. આવા પ્રકારના ફેરફાર અત્યારની પરીક્ષાપદ્ધતિમાં કરવામાં આવે તો બધું કાર્ય—ખાસ કરીને વિદ્યાર્થીનું—સહેલું થઇ જાય એમાં શક નથી.



[૧૬]

# યુયુત્સા



હમણાં ત્રણચાર મહિનાથી એક જાણીતા માસિકમાં મારા લેખો પ્રગટ નહોતા થતા તે જોઇ એક મિત્રે મને પૂછ્યું: 'હમણાં તમે લેખો કેમ નથી લખતા ?'

'અમથો જ.' મેં જવાબ દીધો.

'એમ તે હોય? તમારે ને તે તંત્રીને કંઇ થયું છે ?

'ના.'

'તમે ના કહો છો, પણ તમારે કંઈ લડાઇ થઇ હશે.'

'ના, લડાઈ શા માટે થાય ?'

'શા માટે થાય તે હું જાણું ? તમે સાહિત્યકારો હંમેશાં માંહોમાંહ્ય લડયા જ કરો છો.'

'મારે સામાન્યત: કોઇ પણ સાહિત્યકાર ને વિશેષત: એ પત્રના તંત્રી જોડે કોઇ પણ પ્રકારની લડાઇ થઇ નથી' એમ મેં જણાવ્યું.

એણે જવાબ ન દીધો, પણ મારી વાત એણે ખરી માની હોય એમ મને ન લાગ્યું.

'તમને સાહિત્યકારોને માંહોમાંહ્ય, કારણસર કે વિના કારણે પણ, લડયા વગર ચાલતું જ નથી' એવો આક્ષેપ ઘણા વખતથી, ઘણા તરફથી, વારંવાર કરવામાં આવે છે. આ આક્ષેપ ખોટો છે એમ હું કહેવા માગતો નથી. પણ વાસ્તવિક રીતે જોતાં આ આક્ષેપ અધૂરો છે, એટલું જ નહિ, પરંતુ સાહિત્યકારો પરસ્પર લડે એમાં કંઇ પણ ખોટું નથી, અર્થાત એમાં આક્ષેપ કરવા જેવું જ કંઇ નથી. 'તમે દરરોજ જમો છો, તમે દરરોજ ઊંઘો છો' એવો આક્ષેપ જેમ કોઇ પણ કરતા નથી, તે જ પ્રકારે 'તમે લડો છો' એવો આક્ષેપ પણ કરી શકાય નહિ. તેમ જ 'કડિયાઓ તો દરરોજ રાત્રે ઊંઘે છે, સૂથારો દરરોજ જમે છે' એમ પણ આપણે કહેતા નથી, કારણ કે બધા જ મનુષ્યો દરરોજ ઊંઘે છે ને જમે છે. એ જ ન્યાયે 'સાહિત્યકારો પરસ્પર લડે છે' એમ કહેવાનો અર્થ નથી, કારણ કે બધા જ મનુષ્યો પરસ્પર લડે છે. આહારનિદ્રાની પેઠે લડાઇ પણ સ્વાભાવિક ને સાર્વજનિક છે.

મનુષ્યજાતનો – પ્રાણિજાતનો – ઇતિહાસ એટલે લડાઇનો ઇતિહાસ. પશુમાંથી ઉત્ક્રાન્તિ પામીને આપણે મનુષ્ય બન્યા એ ડારવિનનો સિદ્ધાંત સાચો માનીએ, તો આપણો પશુ સાથેનો સંબંધ પરસ્પર લડવાની વૃત્તિ કાયમ રાખીને આપણે જાળવી રાખીએ છીએ. પશુમાંથી આપણે મનુષ્ય બન્યા છીએ એમ માનવામાં કોઇને અંગત અપમાન જેવું લાગે, તો પણ પશુની પેઠે મનુષ્ય પણ લડાઇખોર છે એની એનાથી ના કહી શકાય એમ નથી. ખરી રીતે જોતાં યુયુત્સા એ પાશવવૃત્તિ છે એમ કહેવું યોગ્ય નથી. દેવો કયાં મનુષ્ય કરતાં ઓછું લડે છે? દેવાસુર-સંગ્રામની હકીકતથી આપણાં પુરાણો ભરેલાં છે. બીજા ધર્મ-ગ્રંથોમાં પણ ઇશ્વર અને શયતાન વચ્ચેનાં યુદ્ધનું વર્ણન જોવામાં આવે છે. જનાવરો લડે છે, માણસો લડે છે, અસુરો લડે છે,

ને દેવો લડે છે. આમ જનાવરથી માંડી દેવ પર્યંત સર્વ કોટિનાં પ્રાણીઓ લડે છે તો પછી લડવાની વૃત્તિને પશુવૃત્તિ માનવાનું શું કારણ ? દેવવૃત્તિ એ શા માટે નહિ ?

જિજીવિષામાં યુયુત્સાનો અંતર્ભાવ થઇ જાય છે. યુયુત્સા વિના જિજીવિષા સંભવિત જ નથી. જીવવાની ઇચ્છા હોય, તો લડવાની પણ ઇચ્છા રાખ્યે જ છૂટકો. સામાન્ય રીતે તો લડાઇને લીધે જીવનનો નાશ થાય છે એમ આપણે જોઇએ છીએ, પરંતુ લડાઇને લીધે જ દુનિયામાં–આ અને પેલી બંને દુનિયામાં–જીવવું શકય બને છે એમ ઊંડો વિચાર કરનારને લાગ્યા વિના રહેશે નહિ.

સૃષ્ટિ આખાનો ઇતિહાસ જોતાં ઉપર્યુક્ત કથનની વાસ્તવિકતા સમજાશે. માનવજાતિના ઇતિહાસમાં પણ લડાઇ સિવાય બીજું શું છે ? હિંદુસ્તાનનો ઇતિહાસ એટલે આર્યો અને અનાર્યોનાં, મુસલમાન ને રજપૂતનાં, હિંદી અને પરદેશીનાં યુદ્ધ. ઇંગ્લંડનો ઇતિહાસ એટલે ઇંગ્લંડ અને ફ્રાન્સ, ઇંગ્લંડ અને અમેરિકા, ઇંગ્લંડ અને જર્મની વચ્ચેનાં, તેમજ ઉમરાવવર્ગ અને રાજા, રાજા અને આમવર્ગ, ઉમરાવવર્ગ અને આમવર્ગ વચ્ચેનાં યુદ્ધ સિવાય બીજું કંઈ નહિ. ધર્મનો ઇતિહાસ એટલે 'આસ્તિક' અને 'નાસ્તિક' વચ્ચેનાં ઝગડા; સુધારાનો ઇતિહાસ એટલે જૂના અને નવા વિચારવાળા વચ્ચેનાં ટંટા; રાજકારણનો ઇતિહાસ એટલે સત્તાધીશ અને પ્રજા વચ્ચેની લડાઇ; લગ્નનો ઇતિહાસ એટલે સ્ત્રી અને પુરુષ વચ્ચે પ્રથમ મૈત્રી અને પશ્ચાત્ કલહ.

પાષાણયુગ, લોહયુગ ઇત્યાદિ યુગનાં નામો પણ હથિયારના વાચક છે એ શું દર્શાવે છે ? લડાઈનું સાધન એ માનવજીવનમાં મહત્ત્વની વસ્તુ ન હોત, તો એના પરથી યુગનાં નામ ન પડત. લડાઇનું સાધન મહત્ત્વનું મનાય છે, કારણ કે લડાઈ મહત્ત્વની છે. લડવાની વૃત્તિનું માનવજીવનમાં અત્યંત મહત્ત્વનું સ્થાન છે.

ઇશ્વરે આપણને શરીર ને બુદ્ધિ આપ્યાં છે તે શા માટે? મનુષ્યની તેમજ અન્ય પ્રાણીની પણ શરીરરચના જોઇશું તો માલૂમ પડશે કે પ્રત્યેક પ્રાણીને ઇશ્વરે કોઈ ને કોઈ અંગ શસ્ત્ર જેવું-લડવાના સાધન તરીકે-આપ્યું છે. શીંગડાં, નહોર, પંજો, દાંત, હાથપગ વગેરે લડવાનાં જુદાં જુદાં હથિયાર જુદા જુદા પ્રાણીને પ્રભુએ બક્ષ્યાં છે. આપણને પણ લાત મારવા માટે પગ, મુક્કો મારવા માટે હાથ, લોહી કાઢવા માટે નખ, કરડવા માટે દાંત અને એ હથિયારો ઓછાં પડે તો વધારે સબળ ને સુંદર હથિયાર શોધી કાઢવા માટે બુદ્ધિ આપી છે. બુદ્ધિ વિચાર કરવા માટે આપી છે એમ મનાય છે પણ તે ખોટું છે. માનવબુદ્ધિનો વધારેમાં વધારે ઉપયોગ લડાઈનાં હથિયાર શોધી કાઢવામાં જ થયો છે, તેમજ માનવપ્રગતિનો ઇતિહાસ એટલે યુદ્ધનાં સાધનોનો વિકાસ એ સાધારણ વિચાર કરનારને પણ સમજાય એવું છે.

આપણી બુદ્ધિમાં સ્વભાવથીજ સામે થવાનો ગુણ છે. શિખામણ – સારી શિખામણ પણ – આપણને ગમતી નથી, એનું કારણ પણ એ જ છે. શરીરના બીજા કેટલાક અવયવોની પેઠે બુદ્ધિને પણ આપણે લડવાના સાધન તરીકે જ ગણીએ છીએ. કોઇ કંઇ કહે, તો તેની સામે થવું, જુદું જ કહેવું બુદ્ધિને બહુ ગમે છે. ખોટી સભ્યતા, ખાલી વિવેક, કહેવાતી સંસ્કૃતિ વગેરેને લીધે આપણે ઘણી વાર સામા મનુષ્યની વાતો માન્ય કરી લઇએ છીએ. પણ કુદરતી રીતે તો એ જે કહે તેનો વિરોધ કરવાની જ પ્રેરણા આપણી બુદ્ધિને થાય છે.

મારા એક પરિચિત ગૃહસ્થ છે. એ અમુક વાત કહે ને આપણે એ કબૂલ કરીએ, એટલે તરત તેઓ કહેવાના : 'એમ કેટલાક માને છે, પણ એ વાત ખોટી છે. ખરૂં જોતાં મેં જે

પહેલાં કહ્યું તે અજ્ઞાનમૂલક અભિપ્રાય છે.' અસ્પૃશ્યતા હિંદુ ધર્મનું કલંક છે એમ એ કહે; આપણે કહીએ: 'હા, તદ્દન ખરી વાત.' એટલે એ બોલી ઊઠે: 'શું ધૂળ ખરી વાત? અસ્પૃશ્યતા વગર હિંદુ ધર્મમાં છે પણ શું? હિંદુધર્મમાંથી અસ્પૃશ્યતા કાઢી નાંખશો પછી રહેશે શું તેનો વિચાર કર્યો છે?' એમ કહી અસ્પૃશ્યતાનું તર્ક, શાસ્ત્ર વગેરે વગેરે પ્રમાણોથી મંડન કરવા મંડી પડે. એ સૌ સાંભળી બહુ જ કંટાળીને એમનું ભાષણ અટકાવવા આપણે કહીએ: 'તમારી વાત ખરી લાગે છે.' એટલે એ પાછા બોલી ઊઠે: 'તમને જુવાનિયાને વિચાર કરવાની ટેવ જ નથી. અસ્પૃશ્યતા તમને હોવી જોઇએ એમ લાગી ગયું, ખરૂં ને? આમ જ શાસ્ત્રીઓ ને પંડિતો તમને મૂર્ખા બનાવે છે. જરા બુદ્ધિ દોડાવી, શાસ્ત્રનાં એકબે પ્રમાણ આપ્યાં કે તમે કોઇ પણ વાત કબૂલ કરી દેવાના.' એમ કહીને વળી પાછા અસ્પૃશ્યતાનું ખંડન કરવા એ તત્પર બને.

માનવસૃષ્ટિની પેઠે સાહિત્યની સૃષ્ટિમાં પણ લડાઈનું મહત્ત્વ ઓછું નથી. શૃંગાર ને કરુણની સાથે વીરને પણ મુખ્ય રસમાં ગણ્યો છે. સાહિત્યમાં શૃંગાર જોઇએ તે કરતાં પણ વધારે પ્રમાણમાં ખેડાયો હોય એવું લાગે છે, પરંતુ વીરરસનુ મહત્ત્વ કરુણ ને શૃંગારથી યે વધારે છે. રામાયણ, મહાભારત, ઇલિયડ, ઓડિસી, પેરેડાઇસ લોસ્ટ આદિ જગતનાં મહાકાવ્યો ગણાય છે તે સર્વમાં લડાઈ સિવાય બીજું શું છે? મહાકાવ્યની વ્યાખ્યા અનેક જણે અનેક રીતે આપવાનો યત્ન કર્યો છે. પણ મહાકાવ્ય એટલે મારામારીનાં કાવ્ય એમ કોઈ ટૂંકામાં કહે તો એની વ્યાખ્યા સૌથી વધારે સચોટ ને અદોપ થાય એમ લાગે છે. આપણી લોકપ્રિય નવલકથાઓ ને નાટકોમાં પણ યુદ્ધની જ વાત આવે છે. નાયક ને પ્રતિનાયક વચ્ચેનાં સ્થૂળ યુદ્ધ ન હોય

એવી સાહિત્યકૃતિઓમાં હૃદયના ભિન્ન ભિન્ન ભાવો વચ્ચેનાં પરસ્પર યુદ્ધનું દર્શન કરાવ્યું હોય છે. ડુમાની નવલકથાઓ ને શ્રી મુનશીની 'પાટણની પ્રભુતા', 'ગુજરાતનો નાથ' આદિ નવલ-કથાઓ અત્યંત લોકપ્રિય નીવડી છે તેનું કારણ એટલું જ છે કે, એમાં ત્રણે પ્રકારનાં યુદ્ધોનું વર્ણન આવે છે. સ્થૂળ, શારીરિક મારામારી, હૃદયના ભાવોના વિસંવાદ, બુધ્ધિની પટાબાજી, એમ સ્થૂળથી માંડી સૂક્ષ્મમાં સૂક્ષ્મ યુદ્ધોના વર્ણનવાળી એ વાર્તાઓ લોકોના આદરને પાત્ર થઈ છે તે પરથી લોકોને લડવાની વાત પણ કેટલી પ્રિય છે તે સમજાય છે.

આપણાં માસિકો, પખવાડિકો ને અઠવાડિકોમાં સાહિત્યની ચર્ચા આવે છે તેમાં પણ આ યુયુત્સા જ મુખ્યત્વે જોવામાં આવે છે. મહાકાવ્યોનો યુગ આથમી અત્યારે ટૂંકાં કાવ્યોનો યુગ આવ્યો છે, તેજ રીતે લાંબા શાસ્ત્રાર્થ અત્યારે ઓછા થઈ ગયા છે ને તેનું સ્થાન ચર્ચાપત્રાએ લીધું છે. ચર્ચાપત્રો ઘણી વાર અંગત થઇ જાય છે, તો યે તટસ્થ વાચકોને એમાં રસ વધારે પડે છે તેનું કારણ મનુષ્યના સ્વભાવમાં રહેલી કલહપ્રિયતા જ છે.

સ્નેહ કરતાં લડાઈ વધારે સ્વાભાવિક ને વધારે આનંદપ્રદ છે. બે પ્રણયીઓ બેઠાં બેઠાં પ્રેમગોષ્ઠી કરતાં હોય કે બે મિત્રો વાર્તાવિનોદ કરી રહ્યા હોય ત્યારે લોકોનું ટોળું ત્યાં જામતું નથી, ઊલટું લોકો બેદરકારીથી ને કેટલી વાર તો તિરસ્કારથી ત્યાંથી ચાલ્યા જાય છે. પણ બે માણસો લડતા હોય ત્યાં, જાણે જમી-નની અંદરથી ફૂટી નીકળતા હોય એમ, એક પછી એક માણસો ઊભરાય છે. પ્રણયચેષ્ટા કોઇને ગમતી નથી. લડાઇ જોવી ન ગમે એવા ભાગ્યે જ હશે. પ્રેમના અપૂર્વ ઉન્માદસમયનાં મોટામાં મોટા પ્રણયીઓનાં આલિંગનો પણ વેરીઓનાં આલિંગન જેટલાં દૃઢ હોતાં નથી.

ઇશ્વર પણ વેરભાવે મળે છે. ભક્તિ કરતાં પણ વેરી તરફ ઇશ્વરની નજર હંમેશ વધારે ઢળેલી રહે છે. આપણી કથાઓમાં જણાવ્યા પ્રમાણે લક્ષ્મી કે પાર્વતી બહુ આગ્રહ કરે ત્યારે જ વિષ્ણુ કે શિવ દુઃખના ડુંગર હેઠળ કચરાતા પોતાના ભક્તને બચાવવા ધીરે ધીરે જાય છે, પણ પોતાનો કોઈ વેરી નીકળ્યો છે એમ સાંભળતાં વારને તેને મળવાને દોડે છે. यदा यदा हि धर्मस्य—એ વારંવાર બોલવામાં આવતા ગીતાના શ્લોકનો ખરો મર્મ કોઈ સમજ્યું હોય એમ લાગતું નથી. ઈશ્વર પણ માણસ ને જનાવરની પેઠે લડાઇખોર છે એટલો જ એનો અર્થ છે. જ્યારે દુનિયામાં પુણ્ય વૃદ્ધિ પામે છે અને ભક્તો ને સંતો ઊભરાય છે ત્યારે એને જગતમાં અવતરવાનું મન થતું નથી. પણ ધર્મની ગ્લાનિ થતાં અધર્મીઓ જ્યારે વધી જાય છે ત્યારે જ એ અવતાર લે છે, તેનું શું કારણ? અધર્મનો નાશ કરવા? બરાબર; પણ અધર્મની સાથે અધર્મીનો પણ નાશ કરવાની એને ઇચ્છા હોય છે. અધર્મી સાથે લડવાનું મળશે એવી લાલચથી જ એ જગતમાં અવતાર લે છે. બાકી સાધુસંતોને–પોતાના મિત્રોને–અહીં આવીને મળવાનું મન એને કેમ નથી થતું? સાધુસંતો પર શું એને પ્રેમ નથી હોતો? એમ તો માની જ ન શકાય. ત્યારે? એનો ખુલાસો એટલો જ છે કે પ્રેમ કરતાં દ્વેષ વધારે બળવાન છે, પ્રણય કરતાં લડાઇ વધારે આકર્ષક છે. લડાઇ એવી સબળ વસ્તુ છે કે ખુદ ઇશ્વરને પણ એ અહીં ઉતારી લાવે છે.

ખરી રીતે જોતાં શાંતિ જેવી કોઇ વસ્તુ જ નથી. શાંતિ એટલે બે યુદ્ધકાળની વચ્ચેનો, લડાઈની તૈયારી કરવાનો વખત. યુદ્ધ એ સાધ્ય છે, શાંતિ તો સાધન માત્ર છે. શાંતિને નામે, શાંતિ સ્થાપવા ખાતર કેટલીક વાર લડાઈ કરવામાં આવે છે, પણ એમાં સાધન ને સાધ્યનો વિપર્યય છે. જીવન એટલે જાગૃતિ નહિ,

પણ નિદ્રા; ઉદ્યોગ નહિ, પણ આલસ્ય; કર્મપરાયણતા નહિ, પણ નિષ્ક્રિયતા; જીવિત નહિ, પણ મૃત્યુ એમ જો માની શકાય તો જ શાંતિ એ ધ્યેય ને યુદ્ધ તે સાધન એમ માની શકાય. મરણ એ મનુષ્યની પ્રકૃતિ છે, જીવિત વિકૃતિ છે એ કવિવરની ઉક્તિમાં જેટલું સત્ય રહેલું છે તેથી વધારે સત્ય યુદ્ધ 'એ મનુષ્યની પ્રકૃતિ, શાંતિ વિકૃતિ છે' એવી ઉક્તિમાં રહેલું છે.

એક વખત બે નાના છોકરાઓ એક રમકડાને ખાતર રસ્તે ચાલતાં લડી પડયા. શબ્દજંગ પરથી સ્વાભાવિક નિયમ પ્રમાણે શારીરિક જંગ પર પર ઊતરી પડયા. ત્યાંથી પસાર થતા મોટી ઉંમરના એક ગૃહસ્થે એ જોયું. 'લડો નહિ, લડો નહિ!' બેચાર વાર મોટેથી બૂમ પાડીને એણે કહ્યું. છોકરાઓએ એમનું કહેવું ગણકાર્યું નહિ, એટલે એણે જઇને શાંતિ સ્થાપવા ખાતર બંનેને બબ્બે તમાચા ખેંચી કાઢયા. પેલા છોકરાઓએ પોતાનો કલહ ભૂલી જરા દૂર જઇ મોટી વયના આદમી તરફ પથ્થર ફેંકયા. એ પુરુષ છોકરાને મારવા દોડયો. એમાંથી એક પકડાયો તેને એણે મારવા માંડયો. એ છોકરાના પિતા ત્યાં આવી પહોંચ્યા. એણે 'હરામખોર! આવડો મોટો થયો તો યે નાના છોકરા પર હાથ ઉપાડતાં શરમ નથી આવતી?' કહીને એ ગૃહસ્થ જોડે જમાવી. મહોલ્લાવાળા ભેગા થઇ ગયા. કેટલાકે પિતાનો પક્ષ ખેંચ્યો, કેટલાકે પેલા ગૃહસ્થનું સમર્થન કરવા માંડયું. બે પક્ષ વચ્ચે વિગ્રહ શરૂ થયો, અને નાના છોકરાઓને લડતાં અટકાવવાના પ્રયોગને પરિણામે મોટેરાંઓ વચ્ચે યુદ્ધ જામ્યું. પ્રજા-પ્રજાઓ વચ્ચે આ જ રીતે યુદ્ધ થાય છે. 'લીગ ઓફ નેશન્સ' તથા કેટલાક દોઢડાહ્યાઓ જગતમાં શાંતિ સ્થાપવાના પ્રયત્ન કરી રહ્યા છે. આપણે જાણીએ છીએ કે એમના પ્રયત્નનું કંઇ પણ પરિ-ણામ નથી આવી શકતું. કદાચ કંઇ પરિણામ આવે તો યે તે એક જ

પ્રકારનું આવે. શાંતિ સ્થાપવાના પરિણામે પણ યુદ્ધ જ થાય. જ્ઞાતિભેદનો લોપ કરવાના મહેચ્છુઓ જેમ જ્ઞાતિની સંખ્યામાં ઘટાડો કરવાને બદલે ઊલટા વધારો કરી રહ્યા છે, તે જ રીતે શાંતિ સ્થાપવાના ઉપાસકો પણ યુદ્ધને જ નિમંત્રણ દે છે. આમ છે તો, શાંતિના પ્રયત્નોને પરિણામે પણ યુદ્ધ જ હોય તો, પછી યુદ્ધ માટેના જ પ્રયત્નો શા માટે ન સેવવા ?

જેમ શાંતિને પરિણામે યુદ્ધ છે, તેમ પ્રેમને પરિણામે પણ કલહ છે. રાગ એ દ્વેષનો જ એક પ્રકાર છે. માનસશાસ્ત્રવિદો કહે છે કે પ્રત્યેક લાગણીમાં તેનો વિરોધી ભાવ રહેલો જ હોય છે. એ ન્યાયે રાગમાં દ્વેષ ને દ્વેષમાં રાગ હોય છે, એટલું જ નહિ, પરંતુ દ્વેષ રાગ કરતાં વધારે વિશાળ છે. જગત પર વૈરાગ્ય થતાં પહેલાં રાગ થવો જરૂરનો છે. સાચો ગૃહસ્થાશ્રમી હોય તેજ સાચો સંન્યાસી થઈ શકે છે. જગતમાં રચ્યોપચ્યો રહેનારો મનુષ્ય જ આખરે જગતથી કંટાળી ब्रह्म सत्यं जगन्मिथ्या કરી જગતનો દ્વેષ્ટા બને છે. કવિ ખબરદારે સ્નેહને વિશ્વધર્મ બનાવવાનો ઉપદેશ આપ્યો છે, પરંતુ સ્નેહ નહિ, પણ વેર જ વિશ્વધર્મ થઇ શકે એમ છે. મનુષ્ય એક વસ્તુ ઉપર રાગ રાખે એનો અર્થ એટલો જ છે કે બીજી બધી એ પ્રકારની વસ્તુઓ તરફ એને વિરાગ – દ્વેષ છે. રાગનો વિષય એક અથવા તો અલ્પસંખ્યાક હોઇ શકે, દ્વેષના વિષય અનેક – સમગ્ર વિશ્વ થઇ શકે. 'છે યુદ્ધ તો જગવવું પણ પ્રેમ રાખી' એમ કલાપીએ કહ્યું છે તેમાં પણ પ્રેમ રાખીને યે જગવવાનું તો યુદ્ધ જ છે, મહાત્મા ગાંધીજી શાંતિના પરમ ઉપાસક ગણાય છે. પરંતુ એમણે જેટલાં યુદ્ધો આદર્યાં છે એટલાં બહુ થોડાએ આદર્યાં હશે.

શાંતિના ઉપાસકો, યુદ્ધ આદરવાની ના કહેનારાઓ પણ અમુક વિષય પૂરતી જ યુદ્ધની ના કહે છે. રાજકારણમાં પડે-

લાઓ ધાર્મિક ઝગડાની સામે થાય છે, પણ પોતે રાજકીય યુદ્ધમાં ઝંપલાવે છે ને અન્યને તેમાં ભાગ લેવા નિમંત્રે છે. સમાજસુધારકો રાજકીય યુદ્ધમાં ન પડવાની સલાહ આપી જૂના વિચારવાળા જોડે યથેચ્છ યુદ્ધ આદરે છે. વસુધા સમસ્તને કુટુંબ માની કોઈ પણ સાથે યુદ્ધ ન કરવું એવી સલાહ આપનારા ભગવદ્‌ભક્તો ને સાધુપુરુષો ષડ્‌રિપુઓ સાથે કલહ મચાવવાની પ્રેરણા કરે છે.

વાસ્તવિક રીતે જોતાં જેને જે જે વસ્તુ મહત્ત્વની લાગે છે તે તે વસ્તુ ખાતર તે લડવા તૈયાર થાય છે. અન્ય વસ્તુ ખાતર લડવું તેને એ અધમતા લેખે છે. લડવાને લીધે જ વસ્તુની મહત્તા સમજાય છે. વસ્તુનું મૂલ્યાંકન કરવાનાં અનેક ધોરણો છે. ઉત્પાદન અને ખપત, આવશ્યકતા અને વિરલતા એ ધોરણે સામાન્યતઃ વસ્તુનું મૂલ્ય આંકવામાં આવે છે. જેની ખપત વધારે ને ઉત્પાદન ઓછું તેનું મૂલ્ય વિશેષ એવો સામાન્ય નિયમ છે. લોખંડ, અનાજ ને પાણી કરતાં સોનું, મોતી ને હીરા વધારે વિરલ છે.

પરંતુ ખરી રીતે જોતાં મૂલ્યાંકનનું આ ધોરણ અયોગ્ય ને અનિશ્ચિત છેઃ અયોગ્ય, કારણ કે એમાં વસ્તુનું પોતાનું કંઈ પણ મહત્ત્વ લક્ષમાં લેવામાં આવતું નથી; અનિશ્ચિત, કેમ કે કયારે કઇ વસ્તુ વિરલ થઇ જશે ને કયારે સુલભ થશે તે કહી શકાતું નથી. તેમજ પ્રેમ, સત્ય, નીતિ, ઔદાર્ય વગેરેનું મૂલ્ય પણ આ ધોરણે કાઢવું અશક્ય છે. મનુષ્યનું જે વડે સુખ વધે તે મૂલ્યવાન એમ પણ કહેવાય એમ નથી. મનુષ્યનું સુખ શાથી વધે છે તે નક્કી થઇ શકતું નથી. સુખ શું તે જ કહેવું મુશ્કેલ છે. અર્થશાસ્ત્રીઓ ને નીતિશાસ્ત્રજ્ઞો ગમે તે કહે, પણ વસ્તુનું ખરૂં મૂલ્ય તો આપણે તેને માટે બીજા જોડે લડવા તૈયાર છીએ કે નહિ

તેના પરથી જ અંકાય છે. વજન, ખપત, જરૂરિયાત, વિરલતા, સુખદત્વ વગેરે સાપેક્ષ, અનિશ્ચિત ને અસ્થિર છે. લડાયક વૃત્તિ તો આપણામાં જન્મકાળથી જ હોય છે. એ આપણો જન્મસિદ્ધ હક નહિ પણ સ્વભાવ છે, ને જે જે વસ્તુ એ વૃત્તિનો ઉદ્રેક સાધે તે સર્વ મૂલ્યવાન ગણી શકાય. પૈસા માટે આપણે સગાંવહાલાં સાથે લડીએ છીએ, તે પૈસાની મહત્તાને લીધે જ. સ્વરાજ ખાતર સરકારની પણ સામે થઇએ છીએ તેમાં જ સ્વરાજનું મૂલ્ય રહેલું છે. અસલ જ્યારે સ્ત્રી સંપત્તિરૂપ ગણાતી ત્યારે સ્ત્રી ખાતર મહાયુદ્ધો થતાં. પછી જમીનની કિંમત વધી એટલે જમીન માટે ઝગડા થવા માંડયા. દિગ્વિજયની મહત્તા મનાવા માંડી ત્યારે કેવળ વિજયયાત્રા કરવા માટે રાજાધિરાજો નાનકડા ઠાકોરોના ગળાં કાપી કીર્તિ કમાયા. હવે વેપાર જગતનું લક્ષ ખેંચી રહ્યો છે, ત્યારે વેપારને ખાતર સુસંસ્કૃત ને સમૃદ્ધ રાષ્ટ્રો એકબીજાનું નસંતાન કાઢવા તત્પર બન્યાં છે. 'ધર્મને નામે ઝઘડા હોય?' એમ કેટલાક કહે છે. પણ સાચા ધર્મિષ્ઠ પુરુષો જાણે છે કે ધર્મને ખાતર જ ઝગડા હોય. બાળકો 'રમકડાં' માટે લડે છે ત્યારે આપણને હસવું આવે છે. પણ આપણે આપણા 'રમકડાં' ખાતર ક્યાં ઓછું લડીએ છીએ? સિદ્ધાંતને ખાતર પ્રિયજન જોડે પણ સિદ્ધાંતવાદીઓ લડયા વગર રહેતા નથી. આમ યુદ્ધ જ વસ્તુ-માત્રના મૂલ્યાંકનનું એક અને અદ્વિતીય ધોરણ છે.

સ્થૂળ મારામારી એ જ માત્ર યુદ્ધનો પ્રકાર નથી. યુદ્ધ અનેક સાધનો વડે થઈ શકે છે. શબ્દ વડે, અર્થ (દ્રવ્ય) વડે, શરીર વડે, શસ્ત્ર વડે, ચેષ્ટાથી ને વૃત્તિઓથી–એમ જાતજાતનાં સાધનો વડે યુદ્ધ આદરી શકાય છે. ચાર વર્ણની પેઠે યુદ્ધ પણ ચાર પ્રકારનાં હોઈ શકે: બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય ને શૂદ્ર. શબ્દ અથવા ભાવનાં યુદ્ધ તે બ્રાહ્મણયુદ્ધ. એ યુદ્ધ આધ્યાત્મિક હોય

છે. આત્માના રિપુ સાથે, પોતાના જ હૃદયભાવ સાથે એને લડવાનું હોય છે. એક પ્રકારની વૃત્તિથી એ અન્ય પ્રકારની વૃત્તિને સંહારવા મથે છે. એથી ઊતરતું, પણ બ્રાહ્મણ વર્ગનું જ યુદ્ધ તે શબ્દયુદ્ધ. શાસ્ત્રનાં કે અન્ય વચનો વડે અન્યને મહાત કરવા સારૂ એવાં યુદ્ધ પ્રવર્તે છે. ક્ષત્રિય યુદ્ધ તે શારીરિક ને શસ્ત્રનાં સાધન વડે આદરવામાં આવે છે. એ યુદ્ધ પોતાને માટે, પોતાના ઐહિક લાભ માટે હોય છે. વૈશ્યનાં યુદ્ધ દ્રવ્ય વડે ખેલાય છે, તે રાજ્યની તેમ જ પોતાની સમૃદ્ધિ ખાતર હોય છે. શૂદ્રો શરીર ને કનિષ્ઠ શસ્ત્રો વડે જ લડે છે. તેઓ પરસ્પર યુદ્ધ આદરે છે, પણ તે પારકાના લાભને ખાતર હોય છે – પોતાના નહિ.

આમ જેને જે વસ્તુ પ્રિય હોય તે ખાતર, પોતાની યોગ્યતા પ્રમાણે ને પોતાને મળે તેવા શસ્ત્રથી લડે છે. શબ્દબ્રહ્મના ઉપાસકો સાહિત્યની અભિવૃદ્ધિ ને અભિશુદ્ધિ ખાતર શબ્દો વડે લડે એ કેવળ સ્વાભાવિક છે, સ્વાભાવિક છે એટલું જ નહિ, પણ અભીષ્ટ છે. જો સાહિત્યકારો સાહિત્ય ખાતર નહિ લડે, તો પછી શું વેપારી કે રાજાઓ સાહિત્ય માટે લડવાના હતા? સાહિત્યને ખાતર લડવું જરૂરનું નથી, એમ કહેવું એ સાહિત્યનું અપમાન કરવા બરાબર છે. જેને ખાતર કોઇ પણ લડવા તૈયાર ન થાય તેનું જગતમાં કંઇ પણ મૂલ્ય નથી. સાહિત્યની જેને કિંમત હશે તે તો સાહિત્ય ખાતર લડશે જ લડશે.



[ ૧૭ ]

# તબિયત

"કેમ છે હવે તમારી તબિયત?" મેં સામાન્ય રીતે માંદા રહેતા મારા એક પરિચિત સજ્જનને પૂછ્યું.

"ઠીક છે. ચાલ્યા જ કરે છે એ તો નરમગરમ. હંમેશ માંદો છું એમ કહેતાંયે હવે તો મને શરમ લાગે છે." એમણે જવાબ દીધો.

"એમાં શરમાવાનું કંઈ પણ કારણ નથી." મેં કહ્યું.

ઘણા માણસો માંદા પડવું અથવા માંદા રહેવું એ શરમાવા જેવું છે એમ માનતા હોય એમ લાગે છે. પરંતુ એ વિષયના મારા લાંબા અનુભવથી મને પ્રતીત થયું છે કે માંદા રહેવું એ શરમાવા જેવું નથી, એટલું જ નહિ, પણ એથી ઊલટું એ તો જગત પર ઉપકાર કરવા જેવું છે.

આયુષ્યને લંબાવવાના ઉપાયોની અનેક વિદ્વાનો ને વૈદ્યો શોધખોળ કરી રહ્યા છે, પરંતુ એની ચાવી હજી સુધી કોઇને

જડી નથી. કોઈ પથ્ય ખોરાક પર ભાર મૂકે છે, કોઇ ખૂબ ખાવાનો આગ્રહ કરે છે. કેટલાક ચાલ ચાલ કર્યા કરવું એને જ ઉત્તમ ગણે છે, તો કેટલાક પરિશ્રમ ન કરતાં આરામ લેવાની સલાહ આપે છે. પણ આયુષ્યની દોરી લંબાવવાનો ઉપાય એક જ છે; હંમેશ માંદા રહેવું.

આરોગ્યને ને માંદગીને તો પરસ્પર વિરોધ છેઃ ખરી વાત. પણ આયુષ્યને ને માંદગીને ખાસ વિરોધ નથી. એથી તો વૈદ્ય–ડોકટરોનું ગાડું ચાલે છે. 'માંદા રહેવું" એ શબ્દમાં જ રહેવાનો–જીવવાનો–ભાવ આવે છે. માંદા પડવાનું નહિ પણ માંદા રહેવાનું.

"શીતળાથી બચવા માટે એની રસી નિરોગી શરીરમાં શા માટે દાખલ કરવી જોઇએ? તંદુરસ્ત શરીરમાં રોગનાં જંતુ દાખલ કરવાં એ શું લાભકારક છે?" એમ મેં મારા એક ડોકટર મિત્રને પૂછયું હતું. એમણે જવાબ દીધોઃ "રોગનાં જંતુ શરીરમાં દાખલ કરીએ એટલે શરીરમાં રહેતાં પ્રાણિજંતુઓને તેની સામે થતાં આવડે છે ને રોગના આક્રમણ સામે, એ રીતે ટેવાવાથી, એ ઘણો સારો બચાવ કરી શકે છે. આ જ કારણથી ખરાબ હવાપાણીવાળાં સ્થળમાં રહેતાં મનુષ્યોને રોગના ઉપદ્રવ થતા નથી."

સુપ્રસિદ્ધ આંગ્લલેખક વેલ્સના એક પુસ્તકમાં એવી વાત આવે છે કે આ દુનિયાનાં કેટલાંક મનુષ્યો સ્વર્ગ સમી કોઇક બીજી દુનિયામાં જઇ ચઢે છે. ત્યાંના મનુષ્યોએ પોતાની સૃષ્ટિ-માંથી સર્વ રોગો ને તેના ઉદ્‌ભાવક જંતુઓનો સમૂળ સંહાર કરી નાખ્યો હતો. પણ રોગનાં જંતુથી ભરેલા શરીરવાળા આપણી દુનિયાના મનુષ્યો ત્યાં ગયા, એટલે તે સ્વર્ગ શી દુનિ-યાનાં મનુષ્યોને તેમનો ચેપ લાગ્યો ને થોડી જ વારમાં તેઓ મૃત્યુને શરણ થવા માંડયાં. આ દુનિયાનાં મનુષ્યોને તો પોતે

માંદા છે એમ પણ લાગતું નહોતું, પરંતુ એમના શરીરમાં ગુપ્ત રીતે રહેલાં રોગનાં જંતુઓ, જંતુઓથી કેવળ અસ્પૃષ્ટ એવા સંપૂર્ણ નિરામય શરીરમાં પ્રવેશ કરતાં તેનાથી એની સામા લડી શકાયું નહિ. આ રીતે રોગનો સામનો સફળતાપૂર્વક કરવા માટે તે તે રોગનાં થોડાં જંતુઓ પણ આપણા શરીરમાં અવારનવાર પ્રવેશ કરી જાય એ આવશ્યક છે એમ ડોકટરો પણ માને છે. આથી ચાલુ માંદો રહેતો મનુષ્ય રોગના જંતુની સામે થવાના વિષયમાં એટલો બધો પાવરધો થાય છે કે એ જંતુઓ એના શરીરને કાંઇ પણ હાનિ કરી શકતાં નથી. ઊલટું, ઘણી વાર એક રોગનાં જંતુઓ બીજા રોગને શરીર પર આક્રમણ કરતો, ડોકટરોના ઇન્જેક્શન કે વૈદ્યની માત્રા કરતાંયે વધારે સચોટતાથી ને સફળતાથી, અટકાવે છે.

ખોરાકની પેઠે રોગના વિષયમાં પણ વૈવિધ્ય હોય તેમ સારૂં. જુદી જુદી જાતના રોગો આવતા જાય તેમ તેમ એ સર્વ પ્રકારના રોગો સામે થવાનું બળ કેળવાતું જાય અને એ રીતે બધા નહિ, તો ઘણા રોગોને હઠાવતાં આપણા શરીરને આવડી જાય.

અસલ આપણા લોકો બહુ માંદા નહોતા રહેતા. હમણાં હમણાં પશ્ચિમના સંપર્કને લીધે આપણે આવા માંયકાંગલા થઈ ગયા છીએ એમ કહેવામાં આવે છે, તે ખરી રીતે જોતાં તદ્દન ખોટું છે. પશ્ચિમ પાસે આપણે ઘણી વસ્તુ ગ્રહણ કરી છે એ ખરૂં, પણ ધર્મ, આહારવિહાર ને આરોગ્ય–અનારોગ્યના વિષયમાં તો આપણે એમના ગુરુ થવાને યોગ્ય છીએ, એની એ લોકોથી પણ ના પડાય એમ નથી.

પશ્ચિમના લોકો આપણા લોકો કરતાં અસલથી જ ઓછા માંદા રહે છે, તો એમની પાસેથી આપણે માંદગીની લહાણી

મેળવી જ શી રીતે શકીએ? ગરીબ તે ધનાઢયને વળી દાન શું કરી શકવાનો હતો? અંગ્રેજો એકબીજાને મળે છે ત્યારે હવા કે દિવસની વાતથી જ વાર્તાલાપનો આરંભ કરે છે. આપણે એકબીજાને મળીએ છીએ ત્યારે 'કેમ છે? તબિયત કેમ ચાલે છે?' એવા પ્રશ્નો પૂછીએ છીએ. આ ઉપરથી માલમ પડે છે કે પશ્ચિમના પ્રદેશમાં જેમ ઋતુના કાંઇ નિયમ નથી, તેમ આપણે ત્યાં આરોગ્ય પણ અનિયમિત પ્રકારનું હોય છે.

જ્યારે દુનિયાના બીજા દેશો ભૂતડાકણના વહેમો માની ભુવા વગેરેના ઉપાયો અજમાવતા, ત્યારે આપણે ત્યાં આયુર્વેદનું શાસ્ત્ર સંપૂર્ણ કલાએ ખીલ્યું હતું. આજે અનેક રોગો–કહેવાતા નવા રોગો–આવતા જાય છે. એજ દર્શાવે છે કે આપણે ત્યાં અસલથી એ રોગો હતા, નહિ તો પ્રાચીન પુસ્તકમાં એનો ઉલ્લેખ શી રીતે થઈ શકત?

આપણે ત્યાં વ્રતાદિકના બહુ કઠિન ને શાશ્વત નિયમો છે. મહિનામાં ઉપવાસ કરવાના જેટલા દિવસો હોય છે તેટલા ભોજન કરવાના આવતા નથી. અને વ્રતઉપવાસાદિકનો હેતુ દેહદમન કરવાનો નથી હોતો, પણ એથી આરોગ્યને લાભ થાય છે એમ ધર્મવેત્તાઓ કહે છે. આપણે શરીરસ્વાસ્થ્ય માટે આટઆટલા ઉપવાસોનું સેવન કરવું પડતું, એ હકીકત પરથી આપણે પ્રાચીન કાળથી માંદા રહેતા, એમ સિદ્ધ નથી થતું?

આપણો તૃતીયાશ્રમ–વાનપ્રસ્થાશ્રમ–હવાફેરના સિદ્ધાન્ત પર રચાએલો છે. સર્વ કર્મનો ત્યાગ કરી વનમાં જવું એ માત્ર આધ્યાત્મિક ઉન્નતિ માટે નહોતું. લાંબી માંદગીને અંતે આરામ લેવાની ને કોઈક ખુલ્લા પ્રદેશમાં હવાફેર માટે જવાની આજે પણ ડોકટરો સલાહ આપે છે. આપણા ડાહ્યા ઋષિમુનિઓએ વાનપ્રસ્થાશ્રમની રચના જ માણસને આરામ મળે અને હવાફેરનો

લાભ લઇ શકે એ હેતુથી કરી હતી. આમ દરેક માણસને (શૂદ્ર સિવાય, કારણ કે મજૂરોને સારી હવા માફક આવતી નથી એ જાણીતું છે.) હવાફેર કરવાની જરૂર પડતી જ પડતી એ શું સિદ્ધ કરે છે?

આમ, અનેક દૃષ્ટિએ, માંદા રહેવું એ તો આપણી પરાપૂર્વથી ચાલી આવતી પવિત્ર ને ધાર્મિક પ્રણાલિકા છે એમ સિદ્ધ કરી શકાય. પૂર્વજોને પગલે ચાલવામાં નાનમ નથી, શરમાવાની જરા ય જરૂર નથી.

અને સ્થૂળ દૃષ્ટિએ પણ માંદા રહેવાથી આપણે અનેક વ્યક્તિઓ પર ઉપકાર કરી શકીએ છીએ.

'હું તો હંમેશનો માંદો. જ્યાં જાઉં ત્યાં ભારરૂપ થઇ પડું. દુનિયામાં કોઇનું કશું ભલું કરી શકું એમ નથી.' એમ માની સદાતુર (હંમેશનો માંદો) મનુષ્ય નિરાશ થાય છે.

પરંતુ વસ્તુતઃ એણે નિરાશ થવાની જરા ય જરૂર નથી. 'હું દુનિયામાં ભારરૂપ છું' એવું જ્ઞાન થવું એ હજારો જન્મના પુણ્યના પરિપાકનું ફળ છે. માંદો ને સાજો, ગરીબ ને તવંગર સર્વ કોઈ દુનિયા પર ભારરૂપ હોય છે, પણ તે કોઇ જાણતા હોતા નથી. અને માંદો મનુષ્ય તો સૂકાઇ સૂકાઇને એટલો હલકો થઇ ગયો હોય છે કે એનો ભાર તો પૃથ્વીને લાગતો પણ નથી. દુનિયામાં કોઈનું ભલું કરવાની એને વૃત્તિ થાય છે એ પણ બહુ મોટી વાત છે. સામાન્ય રીતે પોતાનું ભલું કરીને જ મનુષ્ય ઇતિકર્તવ્યતા માને છે. માંદા મનુષ્યને એવી ઇચ્છા થાય છે એ એ કેટલી ઊંચી કોટિનો છે તે દર્શાવે છે.

વળી આ માત્ર મનનું સમાધાન કરવાની વાતો નથી. માંદો માણસ તો ખરેખર દુનિયાના ઘણા મનુષ્યોનું ભલું કરે છે.

માણસો માંદા ન રહેતા હોય, તો વૈદ્યડૉક્ટરોનું શું થાય? સકુટુમ્બ એમને ભૂખે મરવું પડે કે નહિ? વૈદ્ય ને ડૉક્ટર ઉપરાંત દવા બનાવનારાઓ, વેચનારાઓ, કંપાઉંડરો, ઓસડિયાં ઘૂંટનારાઓ વગેરે અનેકાનેક મનુષ્યોની રોજીનું સાધન માંદા મનુષ્ય સિવાય બીજું કોણ હોઇ શકે? 'હું ભલે ભૂખ્યો રહું છું, પણ અનેક મનુષ્યોને રોટલો મારે લીધે મળે છે' એમ માની માંદા માણસે તો રાજી રહેવું જોઇએ.

વિજ્ઞાનની શાખાપ્રશાખા આજે આટઆટલી ખીલી છે તેમાં માંદા માણસોનો બહુ મોટો ફાળો છે. રોગો ને તેના ઉપચાર વિષે આજે નવી નવી શોધો થઇ રહી છે તે રોગીઓ ન હોત તો ક્યાંથી થાત?

શારીરિક શિક્ષામાંથી ને નીરસ શિક્ષણપદ્ધતિથી બચી જતાં બાળકો, દક્ષિણામૂર્તિ વિદ્યાર્થી ભવન, શ્રી. નાનાભાઈ, ગિજુભાઈ તથા હરભાઇ ત્રિવેદી, એ સૌ (એમને કદાચ ખબર નહિ હોય, પણ) માંદા માણસોના ઋણી છે. હિસ્ટીરિયા ને ઉન્માદના રોગીઓનું નિવેદન કરતાં કરતાં જ ડૉ. ફ્રોઇડને જે કલ્પના થઇ હતી, તે પરથી અભિનવ માનસશાસ્ત્ર વિકસ્યું છે. એ માનસશાસ્ત્રને પરિણામે બાળકોને કેવી રીતે કેળવવાં જોઇએ તે તરફ ચિન્તકોનું ધ્યાન ખેંચાયું ને તેને પરિણામે શિક્ષણપ્રથા સંબંધે અવનવા પ્રયોગો થવા માંડયા. અભિનવ માનસશાસ્ત્ર, નૂતન શિક્ષણશાસ્ત્ર ઇત્યાદિ જગત પર મહા ઉપકાર કરનારાં જે નવીન શાસ્ત્રો આજે અસ્તિત્વમાં આવ્યાં છે તેના મૂળમાં માંદા માણસોજ રહેલા છે એની ઘણાને ખબરે નહિ હોય.

અને બધાં જ માણસો કોઇ ને કોઇ રીતે માંદાં હોય છે. શારીરિક દૃષ્ટિએ તંદુરસ્ત જણાતા મનુષ્યોનાં મન અનેકાનેક રોગથી ભરેલાં ઘણી વાર જોવામાં આવે છે. તન ને મનની તંદુ-

રસ્તીવાળાં ઘણાંએ આધ્યાત્મિક દષ્ટિએ રોગી કહી શકાય એવાં હોય છે. આમ બધાંજ મનુષ્યો, કોઇ ને કોઇ રીતે, માંદાં રહેતાં હોય ત્યાં શરીર જેવી સ્થૂળ ને પામર ને જેના પર આપણો કાંઇ અંકુશ નથી એવી બાબતમાં, માંદા રહેનારા મનુષ્યોએ કોઇ પણ પ્રકારની શરમ રાખવાનું, કોઇ પણ જાતનો સંકોચ રાખવાનું કાંઇ પણ કારણ નથી.



[૧૮]

# મફત !

'હું આ ચોપડી જરા વાંચવા લઈ જઉં છું, હોં! જેમ બને તેમ જલદી પાછી આપી જઈશ.' મારાં મિત્રપત્નીનાં બહેનપણી એની સાથે મારે ત્યાં પધાર્યાં હતાં તે, સ્ત્રીવર્ગ માટે સામાન્ય રીતે અસુલભ એવી પ્રગલ્ભતાથી, મેં નવી ખરીદ કરેલી એક વાર્તાની ચોપડી ઉપાડીને બોલ્યાં.

'ભલે, પણ જરા જલદી પાછી મળે એમ કરજો. હજી મેં પણ વાંચી નથી.' ના કહેવાની ઇચ્છા છતાં હું એટલું જ બોલી શક્યો.

એમના ને એમની સાથે ચોપડીના ગયા પછી, દશ વર્ષ પહેલાં હું છ મહિના માટે જેમના હાથ નીચે ભણ્યો હતો એવા એક મુરબ્બીની ચિઠ્ઠી આવી: "'કૌમુદી'નો નવો અંક આવ્યો હોય તો ચિઠ્ઠી લાવનાર સાથે મોકલાવશો. મારે જરા અગત્યનું કામ છે."

મેં 'કૌમુદી'નો અંક મોકલાવ્યો.

'અરે! તમારી પાસે 'મોરનાં ઈંડાં' છે?' દાદર પર

ચડતાં મારા એક ડોક્ટર મિત્રે કહ્યું : 'મારે ખાસ કામ છે.'

'તમે જાણો છો કે હું ઘરમાં કોઇનાં પણ ઈંડાં રાખતો નથી. હું ઇંડાં ખાવાની વિરુદ્ધ છું. તમે મને તબિયત ખાતર ઈંડાં ખાવાની કેટલી યે વાર સલાહ આપી છે, પણ તમારી બીજી સલાહની માફક એ સલાહ પણ મેં નથી માની તે તમે જાણો છો.'

'અરે! હું તો ચોપડીની વાત કરૂં છું. 'મોરનાં ઇંડાં' નામની કોઇ નવી ચોપડી બહાર પડી છે ને?'

'તમને સાહિત્યમાં – ખાસ કરીને ગુજરાતી સાહિત્યમાં જરા પણ રસ નથી પડતો અને આજે એકદમ ચોપડી વાંચવાનો શોખ ક્યાંથી થઇ આવ્યો?'

'અરે!'

આ મિત્રે કલાપીનો ખાસ અભ્યાસ નહોતો કર્યો તોપણ દરેક વાક્યને આરંભે 'અરે' બોલવાની એમને ટેવ પડી ગઈ હતી.

'અરે, મારે નથી વાંચવી.'

'ત્યારે?'

'મારા એક પેશંટને વાંચવી છે.'

'તો તમારા પેશંટને કહો કે વસાવી લે.'

'અરે! એમ તે હોય? એટલી એક ચોપડી આપતાં તમને શું થાય છે? બહુ સારો પેશંટ છે. ત્રણેક વરસ સુધી દવા ખાય ને તેના પૈસા પણ ખરચી શકે એવો છે. હું એને રાજી રાખું તેમાં મને જ ફાયદો છે.'

'પણ તેમાં મને શો લાભ?'

'અરે, મને કંઇ ફાયદો થતો હોય તો તેમાં તમે

રાજી ખરા કે નહિ?'

'હા, પણ મને એથી નુકસાન થતું હોય તો નહિ.'

'અરે! પણ તમને આમાં નુકસાન શું છે?'

'કેમ? મારી ચોપડી પાછી ન આવે તો?'

'પાછી આવશે–જરૂર. હું ગેરંટી આપું છું.'

'પણ લોકોને આમ મફતિયા ચોપડી વાંચવાનો શોખ કેમ થતો હશે? તમે કહો છો કે તમારો મિત્ર દવાના પૈસા ત્રણ વરસ સુધી ખરચી શકે એવો છે ને એનાથી બાર આનાની ચોપડી નથી ખરીદ કરી શકાતી?'

'અરે! એમ શું કહો છો? એ ધારે તો તમને ને મને બંનેને ખરીદ કરી શકે એવો છે.'

'ત્યારે?'

'પણ મફત મળે ત્યાં સુધી પૈસા કોણ ખરચે?'

'વાહ! એ તે કંઇ સારી રીત કહેવાય?'

'કેમ? એમાં શું ખોટું છે?'

'ખોટું નહિ તો બીજું શું?'

'અરે! તમે પણ મફત મળે તો પૈસા ખર્ચવા તૈયાર થાઓ?'

'હું બનતાં સુધી કોઇની પાસેથી કંઈ પણ મફત લેતો નથી.'

'અરે! એમ કેમ કહો છો? મારી પાસેથી કેટલી યે વાર મફત દવા લઇ ગયા છો તે ભૂલી ગયા? અને તે દિવસે આપણે નાટક જોવા ગએલા તે મફતિયા જ કેની?'

'હા, એ તો મિત્રતાને દાવે.'

'હું યે મિત્રતાને દાવે જ માગું છું ને?'

'તે બરાબર છે. પણ એક બીજા પાસે, બીજો ત્રીજા પાસે એમ માગમાગ કરે તો તેનો છેડો ક્યારે આવે?'

'અરે! પણ તમારે હવે ચોપડી આપવી છે કે નહિ?'

'હા, લો.' કહીને મેં ચોપડી કાઢી આપી, ને કહ્યું: 'પણ પારકી છે, મારી નથી. તમારા પેશંટને કહેજો કે ખોવાય નહિ તેટલું જ બસ નથી, પણ બગડે યે નહિ એમ વાંચજો.'

'અરે! વાહ વાહ!'

'કેમ? વાહ વાહ કેમ?'

'અરે! તમે પોતે જ પારકી ચોપડી વાંચો છો ને બીજાને શિખામણ આપવા નીકળ્યા છો? એ પણ ઠીક. મફત મળે ત્યાં સુધી કોઇને – તમને સુધ્ધાં – ખરીદ કરવાનું મન ન થાય. અને મફત મળેલી વસ્તુથી જેટલો આનંદ મળે છે તેટલો એ જ વસ્તુ પૈસા ખરચીને વસાવી હોય તો નથી મળતો એ મારા અનુભવની વાત છે.'

એમના ગયા પછી મને લાગ્યું કે એમણે જે કહ્યું હતું તેમાં સર્વાંશે નહિ, તો ઘણે અંશે તથ્ય છે. પુસ્તકની બાબતમાં તો એ સાચું જ છે. હું સામાન્ય રીતે પુસ્તકો ખરીદ કરું છું. પણ ખરીદ કરેલાં પુસ્તકો લાંબા વખત સુધી વણવાંચ્યાં જ પડી રહે ને કોઇ પાસેથી માગી લાવેલું પુસ્તક હું તરત વાંચી નાખું છું. અને એ પાછું આપી દેવાનું હોય છે એટલા જ કારણે હું જલદી વાંચી નાંખતો નથી. ખરીદ કરેલા પુસ્તક કરતાં મફત મળેલું પુસ્તક વાંચતાં કોણ જાણે કેમ, આનંદ પણ વધારે આવે છે.

હમણાં થોડા દિવસ પર હું બહાર ગામ ગયો હતો ત્યારે ગાડીમાં મારી જોડે બેઠેલા મુસાફરે પૂછ્યું: 'એક બીડી હોય તો આપશો?'

'હું બીડી પીતો નથી, એટલે દિલગીર છું.' મેં જવાબ દીધો.

એની એ માગણી એણે બીજા મુસાફરો આગળ કરી. સામાન્ય રીતે ગાડીના ડબ્બામાં બીડી ન પીનારા કરતાં બીડી પીનારાની સંખ્યા ઘણી વધારે હોય છે. અને વાતાવરણમાં મગજમાંથી ને મુખમાંથી નીકળેલો ધુમાડો વ્યાપી રહેલો જ હોય છે, છતાં તે દિવસે દુર્ભાગ્યે એ ગૃહસ્થ સિવાય ડબ્બામાં બીડી પીનારા બીજા કોઇ ન નીકળ્યા.

થોડી વારે સ્ટેશન આવ્યું ને પાનબીડી વેચનારાની બૂમ સંભળાઇ. મેં ધાર્યું કે એ ગૃહસ્થ બીડીવાળાને બોલાવી તેની પાસેથી બીડી વેચાતી લેશે. પણ એવાં કાંઇ ચિહ્ન જણાયાં નહિ એટલે મેં એમને કહ્યું: 'તમારે બીડી લેવી હોય તો અહીં વેચાય છે. પેલા પાનવાળા પાસે છે.'

'ના ના. કંઇ જરૂર નથી:' એમણે જવાબ દીધો.

'તમે ક્યારના બીડી માગ્યા કરો છો, તે હવે મળે છે ત્યારે ના કેમ કહો છો?' મેં કંઇક આશ્ચર્ય દર્શાવી પૂછ્યું.

'હું વેચાતી લઇને પીતો નથી. એ તો કોઇ પાસેથી મળી આવે તો ઠીક, નહિ તો કંઇ નહિ.' એણે ઉત્તર વાળ્યો.

'હું પણ એમ જ કરૂં છું. સામે બેઠેલા બીજા ઉતારૂએ આ સાંભળી કહ્યું: 'મને તપખીરનું વ્યસન છે. પણ ડબ્બી કદી રાખતો નથી. કોઇ પાસે તપખીર હોય તો સૂંઘું, નહિ તો ચલાવી લઉં.'

'ઇશ્વરકૃપાથી તપખીરની ડબ્બીવાળો કોઈ ને કોઈ માણસ મને બધે ઠેકાણે મળી આવે છે. અહીંઆ પણ (પોતાની જોડે બેઠેલા ગૃહસ્થને દર્શાવી) આ કાકા મળી આવ્યા, એટલે આપણું ગાડું નિરાંતે ચાલે છે. કાકા, કાઢો તો ડબ્બી જરા.' કાકાને ઉદ્દેશીને એણે કહ્યું.

કાકાએ તપખીરની ડબ્બી કાઢી. તેમાંથી મોટો ચપટો ભરી નાક આગળ લઈ જઈ એણે ઉમેર્યું: ' આમાં બે લાભ છે. પૈસા બચે છે ને વ્યસન બહુ વધતું નથી.'

' તપખીરનો ખરચ નહિ પોસાતો હોય.' બીડી માગનાર ગૃહસ્થે ટીકા કરી.

' તપખીરનો એવો મોટો શો ખરચ ?' કંઇક ખોટું લગાડી એ બોલ્યા: ' પણ આમ મફત મળતી હોય તો પૈસા ખરચીને કોણ વસાવવા જાય ? ને બીજું, પહેલાં હું ડબ્બી રાખતો ને ગાંઠના પૈસા ખરચીને તપખીર સૂંઘતો, પણ તેમાં આવી મઝા આવતી નહિ.'

દરેક વસ્તુ મફત મેળવવાની ઉત્કટ ઇચ્છા સ્વાભાવિક રીતે જ મનુષ્યના હૃદયમાં પ્રગટ રીતે કે પ્રચ્છન્નપણે રહેલી હોય છે. સંસ્કાર ને શિક્ષણના આચ્છાદનથી કેટલાક તેને ઢાંકી અથવા દબાવી શકે છે ને કેટલાક ઢાંકી શકતા નથી. નાનપણમાં ચણાવાળાને, રમકડાવાળાને કે મીઠાઇવાળાને માલના બદલામાં પૈસા આપતાં મારો જીવ જતો ને ' કોઈ પણ ઠેકાણે આ વસ્તુ મફત નહિ મળતી હોય ?' એમ મોટેરાંને હું પૂછતો. ' સ્વર્ગમાં બધું મફત મળે ' એમ મોટેરાં જવાબ દેતાં ને ચણામમરા, પેન, પેન્સિલ, મીઠાઇ ને રમકડાં સર્વ મફત મળે એવી દુકાનોથી ભરેલા સ્વર્ગની હું કલ્પના કરતો.

આજે યે એવી કલ્પના કેટલીક વાર મને થાય છે. મુંબઇમાં હું પહેલવહેલો ગયો ત્યારે **ह्या ठीकाणीं सर्व वस्तु विकत मिळतील.** એમ વાંચીને, મરાઠી ભાષાના અજ્ઞાનને લીધે **विकत** એટલે મફત સમજી મારી કલ્પના ખરી પડી ને પૃથ્વી પર સ્વર્ગનો અવતાર થયો એમ મને લાગ્યું. પણ જોડે આવેલા એક મિત્રે ' **विकत**

એટલે મફત નહિ, પણ ‘ વેચાતી ’ એમ કહીને, આનંદના સમુદ્રમાંથી બહાર ખેંચી કાઢી, સ્વર્ગવિહોણી પૃથ્વી પર મને પાછો ધકેલ્યો હતો.

માગેલી વસ્તુ તરત આપે એવી કલ્પલતા ને કામધેનુની કલ્પના પણ આપણામાં અનાદિ કાળથી આ ભાવના રહેલી છે એ વાતનું જ સમર્થન કરે છે. નાળિયેરીના ઝાડ પર ચડીને મફત નાળિયેર મેળવવા તૈયાર થએલો પાઠયપુસ્તકનો લોભી વાણિયો આપણા સર્વના હૃદયમાં વસે છે.

મફત મેળવવાની ઇચ્છા રાખનાર મનુષ્યો આળસુ ને એદી હોય છે એમ ઘણા માને છે, પણ તે તદ્દન ખોટું છે. પૈસા ખરચવાથી કોઇ પણ વસ્તુ જેટલી સહેલાઈથી મળે છે તેટલી સહેલાઇથી તે વસ્તુ મફત કદી પણ મળતી નથી. આમ છતાં કોઈ પણ વસ્તુ મફત મળતી હોય, તો આપણે ગમે તેટલાં સંકટો ખમી લેવા તૈયાર થઇએ છીએ. વસ્તુ મફત મેળવવાની ઇચ્છા એ કંજુસાઈનું લક્ષણ છે એમ પણ નથી. પૈસા બચાવવાની ખાતર જ આપણે અમુક વસ્તુ મફત મેળવવા ઇચ્છીએ છીએ એમ હંમેશ નથી બનતું. કોઇ પણ વસ્તુ વગર મહેનતે ને વગર પૈસે મળે તો તો બહુ સારૂં. ઘણી મહેનતે પણ પૈસા વગર કોઇ વસ્તુ મળતી હોય તો આપણે મહેનત કરવા તૈયાર થઇએ છીએ. પણ કેટલીક વાર થોડે પૈસે ને વગર મહેનતે મળી શકે એવી વસ્તુ ઘણી મહેનતે મફત મળતી હોય, પણ એમ મફત મેળવતાં એને વેચાતી લેવા જઇએ ને ખર્ચ થાય તેથી યે વધારે ખર્ચ બીજી રીતે થતો હોય, તો તેવો ખર્ચ કરીને પણ મફત મેળવવા જ પ્રયાસ કરીએ છીએ.

કેટલાક વખત પર સુરતમાં કોઇકે આઇસફેક્ટરી ખોલી હતી. તે વેળા ત્રણ દિવસ સુધી એણે બધાંને મફત બરફ આપવાનું

જાહેર કર્યું હતું. એ વેળા ત્યાં ભીડ જામતી તેનું વર્ણન કરવું અશક્ય છે. લૂલા ને લંગડા, પૈસાદાર ને ગરીબ, બાળક ને વૃદ્ધ સર્વ પુરુષો ત્યાં ચારચાર પાંચપાંચ કલાક સુધી સીસું ઓગાળી નાખે એવા તાપમાં ધક્કામુક્કી કરતા ઊભા રહેતા ને બરફનો નાનકડો, અડધો ઓગળી ગએલો ટુકડો મફત મેળવી સંતોષની પરાકાષ્ઠા અનુભવતા. મેં પણ ત્રણે દિવસ ત્યાં જઇ બરફનો ટુકડો મેળવી આનંદસમાધિનો અનુભવ કર્યો હતો. એક પૈસાથી યે ઓછી કિંમતનું બરફ મફત મેળવવામાં પહેલે દિવસે મારા દોઢ રૂપિયાના ચંપલ ખોવાઇ ગયા. બીજે દિવસે ટોપી જતી રહી ને ત્રીજે દિવસે ધોતિયું ફાટી ગયું. આમ મને લાભ કરતાં નુકસાન ઘણું વધારે થયું પણ મને તેનો કદી શોક થયો નથી.

સંક્રાન્તના દિવસોમાં પતંગ ચગાવવામાં જે મઝા હું અનુભવતો તે કરતાં ઘણી વધારે મઝા કપાએલા પતંગો પકડવાથી મને મળતી. મને યાદ છે કે મારી પાસે ગમે તેટલા સારા ને સુંદર પતંગો હોય તો પણ કોઇકની કપાઇ ગએલી ફાટીતૂટી પાઇવાળી 'ફુગ્ગી'ને પકડવાને માટે જાનને જોખમમાં નાખતાં પણ હું અચકાતો નહિ. છાપરે છાપરે કૂદીને પણ મફત મળતો પતંગ લઇ આવવો એ મારું પરમ ધ્યેય હતું. 'તને જોઇએ તેટલા પતંગ અપાવીશું, પણ તારે છાપરે ચડવું નહિ. એમ કરવામાં તો કેટલાં છોકરાં મરી ગયાં!' એમ મારી આગળ લાલચ અને ભય બંને દર્શાવવામાં આવતાં તોપણ કશાથી ગભરાયા કે લોભાયા વગર હું પતંગ મફત મેળવવાના કાર્યમાં મંડયો રહેતો.

પૈસા જેની પાસે ન હોય તેઓ જ વસ્તુ મફત મેળવવાની ઇચ્છા રાખે છે એમ નથી. ઊલટું, પૈસા ખરચી શકે એવી સ્થિ-

તિમાં ન હોય એવા માણુસો ઘણું ખરું કોઇ પણ વસ્તુ મફત મેળવવાનો પ્રયત્ન કરતાં ગભરાય છે. તેઓ તો લગભગ દરેક વસ્તુ કોઇક પાસેથી પૈસા વ્યાજે લાવીને પણ ખરીદે છે. પણ ધનિકો બને એટલી વસ્તુ મફત મેળવવાની ઇચ્છા રાખે છે, ને ઘણી વાર પૈસા પાસે હોવાને બળે જ, એ ઇચ્છા તેઓ પાર પણ પાડી શકે છે. મારા એક ઓળખીતા ગૃહસ્થ ધારે તે પોતાને માટે સ્પેશિયલ ટ્રેન દોડાવી શકે એટલા પૈસાવાળા છે. પણ પૈસા ખરચીને એ કદી મુસાફરી કરતા જ નથી. હંમેશાં વગર ટિકિટે ફર્સ્ટ કલાસમાં જ એ ફરે છે. એમ મુસાફરી કરતાં એક વખત એ પકડાયા પણ હતા. તે વેળા હસતાં હસતાં એમણે બમણા પૈસા ચૂકવી આપ્યા હતા. પણ ત્યાર પછી હજી યે એ વગર ટિકિટે જ મુસાફરી કરે છે.

મફત મળતી હોય તો કેટલીક વાર અણગમતી વસ્તુ યે ગમતી થઇ જાય છે. એક વખત એક એમેચ્યોર્સ કંપનીનું નાટક હું જોવા ગયો હતો—અલબત્ત મફત. નાટક એવું તો કંટાળાભર્યું હતું કે એમાં મારા બેત્રણ પરિચિત ગૃહસ્થો ઊતર્યા ન હોત તો હું અધવચથી ચાલ્યો આવત.

મારી જોડે એક ગૃહસ્થ બેઠા હતા તેમણે મને બગાસાં ખાતો જોઈ પૂછ્યું: 'કેમ, રસ નથી પડતો?'

'રસ જેવું કંઈ કોઈ ઠેકાણે હોય તો પડે ને?' મેં જવાબ દીધો.

'અરે! આવું કચરા જેવું નાટક તો કોઇ ગ્રાંટરોડિયા થિયેટરમાં પણ નથી જોયું. હવે તો સામા પૈસા આપે તોપણ હું જોવા નથી આવવાનો.' એ ગૃહસ્થે લગભગ ઉશ્કેરાઈ જઇને કહ્યું.

હવે એક વાર નાટક ભજવ્યાથી એમેચ્યોર નટોનો શોખ પૂરતો સંતોષાયો નહિ એટલે એ નાટક બીજી વાર ભજવવાનું ઠર્યું. મેં ઘણી આનાકાની કરી છતાં મારે બીજી વાર પણ નાટક

જોવા જવું પડ્યું. મારાથી થોડે દૂર, સામા પૈસા આપે તો યે ફરી નાટક જોવા ન જવાનો ઉદ્દ્ઘોષ કરનારા સદ્‌ગહસ્થને બેઠેલા જોઈ મને નવાઈ લાગી. તપાસ કરતાં માલૂમ પડ્યું કે ઘણી લાગવગ લગાડી બહુ મહેનતે એમણે ફ્રી પાસ મેળવ્યો હતો.

પહેલો અંક પૂરો થયો ત્યારે મેં એ ગૃહસ્થને પૂછ્યું: 'કેમ, તમે તો સામા પૈસા આપે તો યે આવું નાટક ફરી જોવા નહોતા આવવાના ને?'

'હા, પણ શું કરું?—ભાઈનો બહુ આગ્રહ ને આપણે એમ, કે ચાલો પૈસા ક્યાં ખરચવાના છે? જે એ ઘડી મઝા કરી તે ખરી.'

'પણ તમને આમાં મઝા ક્યાં આવે છે?'

'પૈસા ખરચ્યા હોત તો જીવ બળતે; પણ આ તો મફત આવ્યા છીએ તે ઠીક છે. જરા આનંદ આવે છે.'

મફત ટિકિટ મળે તો પછી રાત બગાડી ઉજાગરો કરી અણગમતું નાટક જોવામાં યે વાંધો નહિ. વાંધો નહિ એટલું જ નહિ, પણ એમાં આનંદ પણ મળે!

મારા એક મિત્રને કબજિયાતના ચાલુ વ્યાધિ છે. એમને દરરોજ દીવેલ પીવું પડે છે. દીવેલ પીતાં એ લગભગ ડોકું નાંખી દે છે, ને જાણે હમણાં જ એ મરી જશે એવી ગભરામણ એમના મુખ પર વ્યાપી રહે છે. એક દિવસ ઘરમાં દીવેલ થઈ રહ્યું હતું. રાત પડી ગએલી હોવાથી બજારમાંથી લવાય એમ નહોતું, એટલે પાડોશીને ત્યાંથી એમણે મંગાવીને પીધું. તે વેળા એમને કંઈ પણ દુઃખ ન થયું એટલું જ નહિ, પણ એમણે રસ લઈ નિરાંતે રકાબી ચાટીચાટીને દીવેલ પીધું! 'આમ શાથી થયું!' એમ કોઈકે પૂછ્યું ત્યારે એમણે જવાબ દીધો,: 'આ તો મફત મળ્યું કેની, એટલે મને ભાવ્યું.' આમ

મફત મળે તો દીવેલ સુદ્ધાં આનંદથી પીનારા પડયા છે.

કોઇ પણ વસ્તુ મફત મેળવવાથી આપણી મહત્ત્વાકાંક્ષા સંતોષાય છે. આપણી લાગવગ કેવી ભારે છે, આપણી કેટલી પ્રતિષ્ઠા છે કે આપણને આવી વસ્તુ મફત મળે છે એમ આપણને લાગે છે. પૈસા બચે એ અલબત્ત બધાને ગમે છે; પણ અમુક વસ્તુ નજીવી કિંમતની હોય તો યે તે મફત મળે તેમાં આપણને ઘણો આનંદ થાય છે. તે માત્ર પૈસા બચ્યાનો જ નથી. પણ જે દુનિયામાં ટાંકણી ને હજામતથી માંડી શિક્ષણ ને પત્ની સુધીની કોઈપણ વસ્તુ મફત મળતી નથી, તે દુનિયામાં આપણે કેવા મહાન કે આ વસ્તુ મફત મેળવી શક્યા એમ માની આપણો અહમ્ કૃતકૃત્યતા અનુભવે છે ને તેથી જે અણગમતી વસ્તુ ગમતી બની જાય છે. હા, કેટલીક વાર મફત મળેલી વસ્તુ તરફ આપણે બેદરકાર રહીએ છીએ ને એ જ વસ્તુ પૈસા ખરચીને લેવી પડે તો તેની દરકાર કરવા માંડીએ છીએ, પણ તેનું કારણ જુદું છે. મફત મળતી બધી જ વસ્તુ હમેશ પ્રિય થતી નથી એ ખરૂં, પણ ઘણી વાર ધરમની ગાયના દાંત આપણે નથી જોતા, એટલું જ નહિ, પણ એ ધરમની ગાયને આપણે કામધેનુ જ માની લઇએ છીએ.



## [ ૧૯ ]
# અભિનવ ચિત્રકળા

એક દિવસ કવિવર રવીન્દ્રનાથનાં ચિત્રોની એક સમર્થ કલાકોવિદે કરેલી પ્રશંસા વાંચી.

એ પ્રશંસા વાંચ્યા અગાઉ, મેં જ્યારે રવીન્દ્રનાથનાં ચિત્રો 'મોડર્ન રિવ્યુ'માં જોયાં હતાં, ત્યારે જ મને થયું હતું કે: 'ઠી...ક! આ રવીન્દ્રનાથ પણ ઠીક ચીતરે છે.' જેમ જેમ એ ચિત્રોનું મેં બારીક નિરીક્ષણ કરવા માંડયું તેમ તેમ ચિત્રકલામાં રવીન્દ્રનાથે દાખલ કરેલી નવીનતાનું મને ભાન થવા માંડયું. આખરે વણમાગ્યું સર્ટિફિકેટ મારે એમને લખી મોકલવું એમ મને લાગ્યું. અને જ્યારે એમની કળાશૈલીની પ્રશંસા 'કુમાર' જેવા માસિકમાં વાંચી ત્યારે તો એ સર્ટિફિકેટ મોકલવાનો મારો નિશ્ચય દૃઢ થયો.

વાંધો માત્ર એટલો જ છે કે રવીન્દ્રનાથનું સરનામું હું જાણતો નથી. 'અચલાયતન'ના એ લેખક કોઇ સ્થળે સ્થિર

થઇને રહેતા નથી. તેમજ હું સર્ટિફિકેટ મોકલાવું તે એ છપાવે કે ન પણ છપાવે. આથી જાહેરમાં આ લેખ દ્વારા એ સર્ટિફિકેટ આપવું વધારે સારૂં એમ ધારી હું તેમ કરવા પ્રેરાઉ છું.

કાવ્યસંગીતચિત્રાદિ કલાનિપુણ

શ્રીજુક્ત રોબીન્દ્રનાથ ઠાકૂર,

આપનાં ચિત્રો જોઈ જોઈ હું અત્યંત પ્રસન્ન થયો છું. અને વણમાગ્યે આ સર્ટિફિકેટ મોકલી આપવા પ્રેરાઉં છું.

આ ચિત્ર શેનું છે એ દ્રષ્ટા પોતાની મેળે નક્કી કરી લે, ચિત્રકારે એ વિષે પોતાનો અભિપ્રાય વ્યક્ત કરવાની જરૂર નથી, એવો મારો ઘણા વખતથી, હું શાળામાં ચિત્ર આલેખવાનો પ્રયાસ કરતો ત્યારનો, અભિપ્રાય છે. એ અભિપ્રાય મુજબનાં આપનાં ચિત્રો જોઇ મારો અંતરાત્મા સંતુષ્ઠ થયો છે. આપનાં ચિત્રો જોઈ મને ખાસ આનંદ એટલા માટે થાય છે કે એક વખત હું પણ આવાં જ ચિત્રો ચીતરતો.

જેમ સાહિત્યમાં તેમ ચિત્રકલામાં પણ વ્યંજના એ મુખ્ય વસ્તુ છે. અમુક કલાકૃતિમાંથી જે અર્થ કાઢવો હોય તે કાઢી શકવાની સ્વતંત્રતા ભોક્તા ભોગવી શકે એવા પ્રયાસો મેં પણ કરેલા. પણ મારા એ પ્રયાસો નિષ્ફળ નીવડયા; આપના સફળ થાય છે તે માટે મારાં હાર્દિક અભિનંદન સ્વીકારશોજી.

વ્યંજનાથી ભરેલી ને ગૂઢ રહસ્યવાળી શૈલી ચિત્રકલામાં પણ દાખલ કરવાનું માન યોગ્ય રીતે આપને આપી શકાય. એ માન મને કદાચ મળ્યું હોત–પણ

આપણુને નહિ તો આપણા પાડોશીને હજો એ ન્યાયે, મને મળી શકયું હોત એવું માન આપને મળતું જોઇ મને સગર્વ આનંદ જ થાય છે.

આપની ચિત્રકાર તરીકેની ભાવિ કારકિર્દીમાં ફાયદો થાય એ રીતે આ સર્ટિફિકેટનો કોઈ પણ પ્રકારનો ઉપયોગ કરવાની આપને સંપૂર્ણ છૂટ છે.

લી० આપનાં ચિત્રોનો પ્રશંસક

હું

મેં ચિત્રકલા સાધ્ય કરવાનો પ્રયાસ કર્યો હતો, એ કદાચ ઘણાને ખબર નહિ હોય. પરંતુ નાનપણથી જ હું કલાનો પક્ષપાતી છું. લોકો જેને વાસ્તવિક કહે છે તેવી કલા નહિ, પણ આદર્શ, વ્યંજનાગર્ભ કલાનો હું આશક–ઉપાસક છું. મારા અભ્યાસકાલ દરમિયાન ચિત્રકલાના શિક્ષકના નિકૃષ્ટ માનસમાં આ જ્ઞાન ઊતરી શકયું નહિ, અને એમણે મારાં ચિત્રોમાં વાંધા કાઢયા જ કર્યા. 'આ તેં ફૂલ કાઢયું છે કે લિસોટા પાડયા છે? તને છત્રી પાડી લાવવાનું કહ્યું હતું ને? તેને બદલે તુરિયા જેવું આ શું કાઢી લાવ્યો? આ તેં માણસનું મોઢું ચીતર્યું છે કે ઓળિયા કરી?' આમ કહીને–મારું આમ અપમાન કરીને–એ અટકતા નહોતા. ઘણી વાર તો મનભેદને પ્રસંગે સારા માણસને ન છાજે એમ એ હિંસાપરાયણ પણ થઈ જતા. મને–નિઃશસ્ત્ર, નિર્દોષ ને નિઃસહાય વિદ્યાર્થીને–એ એકથી વધારે તમાચા પણ લગાવી પાડતા! આવા સ્થૂલ ને એકપક્ષી મારામારીના વાતાવરણમાં મારામાં બીજરૂપે રહેલી આદર્શ ચિત્રકલા, અકસ્માત દુષ્ટ મનુષ્યના સાંનિધ્યમાં આવેલી કુલવધૂની માફક, શરમાઈ સંકોચાઈ ગઈ.

આમ છતાં મેં ચીતરવાના પ્રયાસ ચાલુ રાખ્યા. પણ મને કહેતાં ઘણી જ ગ્લાનિ ઊપજે છે કે અદેખા ચિત્રકારોએ જ નહિ, પણ મારા ઘરનાં માણસોએ સુદ્ધાં મારાં ચિત્રો સામે જોઇ મોઢું ફેરવી નાંખ્યું. કલાની કદર કરવી એ કંઇ સહેલું કાર્ય છે? મારા સિવાય મારાં ચિત્રો કોઇથી સમજાયાં નહિ. અને ઉત્તેજનના અભાવે મારી કલાની અર્ધવિકસિત કલિકા કરમાઇ ગઇ.

વાસ્તવિકતાને નામે કલા પર અનેક પ્રકારના અત્યાચાર કરવામાં આવે છે. જેવું હોય તેવું જ ચીતરી બતાવવાનું હોય તો કલા ને ફોટોગ્રાફીમાં ફેર શો? જમીન પર ફરતી ગાય કે ઝાડ પર બેઠેલા કાગડા જેવાં જ ગાય ને કાગડા કાગળ પર ચીતરવાનાં હોય તો પ્રશ્ન એ થાય છે કે જમીન પર ને ઝાડ પરનાં ગાય ને કાગડા શાં ખોટાં કે પાછી કાગળ પર તેમની પુનરુક્તિ કરવી પડે? અને મહાચિત્રકારનું દોરેલું ચિત્ર જોઇ જો નાનું બાળક પણ કહી શકે કે 'આ ગાય છે' અથવા 'આ કાગડો છે' તો પછી એ ચિત્રકારની મહત્તા શામાં? કુદરતનું આછુંપાતળું અનુકરણ કરવામાં જ કલાની પર્યાપ્તિ નથી. ચિત્રકાર જો કુદરતમાં દેખાતાં હોય તેવાં જ ઝાડપાન, પર્વત, નદી, માણસ, ગધેડાં, કાગડા, કૂતરાં, બિલાડાં વગેરે ચીતરે, તો પછી માણસ શું એ દશ્ય ચિત્રકારનાં ચિત્ર સિવાય ઇતરત્ર જોઇ શકતો નથી કે ફરીથી એની એ વસ્તુ જોવા માટે એણે તસ્દી લેવી?

આ ઉપરાંત કલાનો ઉદ્દેશ દૃષ્ટાના હૃદયમાં ભાવોદ્દીપન કરવાનો અથવા તો એની બુદ્ધિનો વિકાસ સાધવાનો હોવો જોઈએ. એ ઉદ્દેશ પણ કુદરતમાં જેવું હોય તેવું જ ચિત્રનિર્માણ કર્યાથી સચવાઇ શકે નહિ. કાગળ પર ચિતરાએલી સ્ત્રી કરતાં પૃથ્વી પર ફરતી સ્ત્રી માણસના હૃદયમાં વધારે ભાવ પ્રેરી શકે છે એ સર્વના અનુભવની વાત છે. કાગળ પરનાં કૂતરાં કરડી

શકતાં નથી, ગધેડાં ભૂંકી શકતાં નથી, સિપાઇઓ પકડી શકતા નથી. આથી નિષ્કાર્યકરત્વને લીધે એ કોઈ પણ પ્રકારની લાગણી આપણા હૃદયમાં ઉત્પન્ન કરી શકતાં નથી. દાખલા તરીકે મને હંમેશા કૂતરાને જોઇને કંટાળાની, ગધેડાને જોઇને માનની ને સપાઇને જોઇને દયાની લાગણી થઇ આવે છે. પણ ચિત્રમાં આમાંના કોઇને કે બધાંને જોઇને મને કોરો કાગળ જોયા જેટલી જ લાગણી થાય છે.

અને બુદ્ધિનો વિકાસ પણ આવાં ચિત્રો શી રીતે સાધી શકે? જેમાં મગજને જરાય તસ્દી ન પડે; જે જોઇને જ થાય કે 'ગધેડો, પર્વત, નદી' અથવા જેની નીચે લખ્યું જ હોય કે 'ગધેડાનું ચિત્ર છે' (કર્તરિ, ષષ્ઠી કે કર્મણિ?) તે આપણા જ્ઞાનમાં જરા જેટલી યે વૃદ્ધિ ક્યાંથી કરી શકે? આને બદલે એવું ચિત્ર ચીતર્યું હોય કે એ શેનું ચિત્ર છે તે કોઇથી પ્રથમ દૃષ્ટિપાતે સમજાય નહિ તો દૃષ્ટાની વિચારશકિત કેટલી કેળવાય? 'આ કોનું-શેનું ચિત્ર છે?' એ વિચાર કરવા માંડે. એણે જોયેલી હજાર વસ્તુઓ જોડે એ ચિત્રની સરખામણી કરી જુએ ને એ ચિત્ર જોતો જોતો છેવટે મીઠી નિદ્રામાં પડે. આમ એનું મગજ એક જ ચિત્ર વડે મહેનત ને આરામ બંને મેળવી શકે.

મેં એક વખત એક ચિત્ર ચીતર્યું હતું. પોતાને બુદ્ધિમાન માનતા મારા એક મિત્રને એ બતાવ્યું. એમણે 'સારૂં છે' કહી મૂકી દીધું.

'શેનું છે?' મેં પૂછ્યું.

'શેનું?' એણે સામું પૂછ્યું.

'હા, શેનું?'

'કેમ?—વરવહુનું!' એમણે કહ્યું ને ફરી ચિત્ર તરફ દૃષ્ટિપાત કરી ઊમેર્યું: 'ના, ના. નદી ને પર્વતનું લાગે છે—ઊભા

રહો. શિવભિલડી જેવું દેખાય છે. ના—ગાય ને ભેંસ વાગોળતાં હોય એવું વધારે લાગે છે.'

આડું, અવળું, ઊંધું ચત્તું, એમ ચારે બાજુએથી જોયું છતાં એમનાથી એ કોનું ચિત્ર છે તે નક્કી ન જ થયું.

બીજે દહાડે એ મળ્યા ત્યારે મને ચીતરવાનું કાર્ય છોડી દેવા એમણે બહુ આગ્રહ કર્યે.

'કેમ?' મેં પૂછ્યું.

'કાલે તમારૂં ચિત્ર જોયા પછી હું આખી રાત ઊંઘી શકયો નથી.' એણે જવાબ દીધો.

'ભલા આદમી! એનું નામ કલા. એ ચિત્રે તમારા હૃદયમાં કેટલો બધો ભાવોદ્રેક ઉત્પન્ન કર્યો હશે કે તમારાથી ઉંઘાયું પણ નહિ?'

'તમારૂં હૃદય પથ્થર જેટલું યે કોમળ હોય તો હવેથી ચીતરવાનું મૂકી દેજો.'

'પણ કારણ શું?'

'કંઈ નહિ, કંઇ નહિ. પણ કોઇક દિવસ રસ્તામાં કોઇ માણસ તમને સજ્જડ મારી બેસે, ને 'આણે વગર કારણે મને શા માટે માર્યો હશે?' એવી કુશંકા ઉત્પન્ન થાય ત્યારે તમે મારી સલાહ નહિ માનેલી એ વાત સંભારજો. ચાલો, સાહેબજી!'

જનતામાં ઉશ્કેરણી ફેલાવવાનું મારે કંઈ કારણ ન હોવાથી મેં આખરે ચીતરવાનુ કાર્ય છોડી દીધું.

પછી વર્ષો વહી ગયાં ને એક સુરમ્ય બપોરે 'મોડર્ન રિવ્યુ'માં મેં મારી જ શૈલીએ આલેખાએલાં રવીન્દ્રનાથનાં ચિત્રો જોયાં; એ ચિત્રો ને એ ચિત્રશૈલીનાં વખાણ પણ વાંચ્યાં. મને અવર્ણનીય આનંદ થયો.

મેં એ ચિત્રો એક શાળાના ચિત્રકલાશિક્ષકને બતાવ્યાં. થોડી વાર એ ચિત્ર સામુ ઘૂરકયા, પછી મારી સામે ઘૂરકયા અને કહ્યું: 'આને તમે ચિત્ર કહો છો?'

'હા, આને અમે ચિત્ર કહીએ છીએ.' મેં જવાબ દીધો.

એક ચિત્ર મને બતાવી એમણે પૂછ્યું: 'આ ચિત્ર છે? શેનું ચિત્ર છે?'

'એ ચિત્ર છે. શેનું છે તે-તે-એમ કે-આપણે-એ ચિત્ર શેનું છે એ જુદો જ સવાલ છે.' મેં જવાબ વાળ્યો.

'પહાડ છે? નદી છે? માણુસ છે? મકાન છે? જાનવર છે? ફૂલ છે? વાડી છે? ઝાડી છે? ખુરસી છે? ટેબલ છે? મહેલ છે? ઝૂંપડી છે? એ છે શું?' ક્રોપાવિષ્ટ થઇને એમણે પ્રશ્નોની પરંપરા છોડી.

'એ પહાડ, નદી, માણુસ ઇત્યાદિમાંનું કંઇ પણ નથી, અથવા કંઈ પણ છે એ જોનારે નકકી કરવાનું છે.'

'તમે જોનાર છો કેની? ત્યારે નકકી કરીને મને કહો કે એ શું છે?'

થોડી વાર સુધી મેં ચિત્ર સામે જોયા કર્યું. પછી એમને કહ્યું: 'આ પહાડ, નદી, માણુસ, મકાન, જનાવર કંઈ નથી. એ ખાલી ચિત્ર છે, કલાકૃતિ છે.'

'એ કંઇ નથી તો એનો અર્થ શો?'

'અર્થ? ચિત્રનો તે અર્થ હોય? ફૂલની સુગંધનો શો અર્થ? ચન્દ્રની શીતળતાનો શો અર્થ? સૂર્યની ઉગ્રતાનો શો અર્થ? ગધેડાના ભૂંકવાનો શો અર્થ?'

હું ગાંડો હોઉં તેમ એ મારી સામે થોડી વાર જોઇ રહ્યા ને હાથમાંનું 'મોડર્ન રિવ્યુ' લઈ, ચિત્ર સામે ભયંકર દૃષ્ટિ-

પાત કરી જમીન પર તેને જોરથી પટકી ચાલતા થયા.

ચિત્ર એટલે રેખા, અને વખત મળે તો રંગ. એ રેખા દ્વારા અમુક જાણીતી આકૃતિ જ દોરવાની ફરજ ચિત્રકારને ન પાડી શકાય એ સાદી ને સહેલી વાત લોકો ક્યારે સમજશે? ચિત્રકાર ફાવે તો કોઇ સૃષ્ટિના દૃશ્યનું ચિત્ર દોરે કે ફાવે તો કોઇ કલ્પનાચિત્ર ચીતરે કે ભાવનાચિત્ર આલેખે; એ ચિત્ર હેઠળ, દવાની શીશીની પેઠે ચિઠ્ઠી ચોડી એવી કલાકૃતિને વેડફી નાખવાનો આપણો પામર જનનો શો અધિકાર?

આ જ સિદ્ધાંત સાહિત્યમાં યે પ્રવર્તે છે. ચિત્ર એટલે જેમ રેખા, અને વખત મળે તો, રંગ, તેમ સાહિત્ય એટલે શબ્દ અને, જરૂર લાગે તો, વિરામચિહ્ન. એ શબ્દાવલિ અને વિરામ-ચિહ્નથી ક્વચિત્ અર્થનો બોધ થાય ને ક્વચિત્ ન યે થાય. પ્રાકૃત જનના શબ્દ જેવા જ સાહિત્યકારના શબ્દને માની લઇ તેમાંથી અર્થ નીચોવવાનું જડ કાર્ય કરવું કયા સહૃદયને ગમશે? ચિત્રકલની પેઠે સાહિત્યસૃષ્ટિમાં યે રેખાચિત્ર, છાયાચિત્ર, કલ્પનાચિત્ર, ભાવનાચિત્ર ઇત્યાદિ અનેક પ્રકારનાં ચિત્રો હોય છે. એ ચિત્રો અમુક જાણીતી વ્યક્તિ કે પદાર્થવિશેષનો હંમેશ બોધ કરતાં જ હોય એમ નથી.

મેં એક વાર દશ રેખાચિત્રો આલેખેલાં. પણ એ કોનાં છે તે વિષે મારામિત્રમંડળમાં તીવ્ર મતભેદ ઉપસ્થિત થવાથી, ને એકબે જણે તો આબરૂની નુકસાનીની ફરિયાદ માંડવાની પણ ધમકી આપવાથી, મારાથી એ પ્રગટ કરી શકાયાં નહિ.

પછી રેખાચિત્રો છોડી મેં ભાવનાચિત્રો ને શબ્દચિત્રો પર હાથ અજમાવવા માંડ્યો. પાંચછ ચિત્ર તૈયાર કરી જુદાં-જુદાં માસિકોમાં પ્રસિદ્ધિ અર્થે મોકલી આપ્યાં. પણ આજ સુધી

તેમાંનું એકે નથી છપાયું કે નથી પાછું આવ્યું.

એ બધાં આજે મને યાદ નથી. તેમજ ઇશ્વરદત્ત પ્રેરણાની પળ ફરી આવે જેથી હું એ સર્વ ફરી લખી શકું એમ હમણાં તો લાગતું નથી. છતાં એકએ યાદ છે તે નીચે આપું છું. તે પરથી કોઈ પણ નિષ્પક્ષપાત ને બુદ્ધિમાન વાચક જોઇ શકશે કે એમાં ન છાપી શકાય એવું કંઇ પણ છે ખરૂં ? મારાં એ શબ્દચિત્રમાં કોઇની ધાર્મિક, રાજકીય, સામાજિક, રૂઢિગત કે અંગત લાગણી દુ:ખાય એવો એકે શબ્દ નથી. એમાં કોઇ પર મેં પ્રહાર કર્યો હશે, તોપણ એ મનુષ્ય મેં એના પર પ્રહાર કર્યો છે એમ કદી સમજી શકવાનો નથી. મેં શું કહ્યું છે એ જ ભાગ્યે કોઇક સમજી શકે એમ છે. છતાં એ ન છાપવાનું કારણ શું તે હું સમજતો નથી.

સાંભળ, બહેરા પૂજારી !!

તુજ ઘંટનાદ વૃથાનાદ છે.

નિજ ઉરનાં ઊંડાં, ઊંડાં—સુઊંડા ઊંડાણમાં સમુદ્રો ગરજી રહેલ છે !

શેરીમાં દૂર, દૂર—સુદૂર શ્વાનો વિલપી રહેલ છે !! પથારીમાં ભારી, ભારી—અતિ ભારી ઘેરા બોલી રહેલ છે.

કાનમાં તીણાં, તીણાં—ખૂબ તીણાં મચ્છરો ગણગણી રહેલ છે !!!

ત્યારે તુજ ઘંટનાદ વૃથાનાદ છે, પૂજારી !—ઓ !! બહેરા પૂજારી !!!

તું નિજનાદે કોને પ્રસન્ની રહેલ છે, મૂરખ પૂજારી ?

× × ×

ક્યાં ભમે છે એ યાત્રાળુ ?

ઉંચે જો. દેખાય છે તને કાંઇ ?–ચન્દ્ર ?–તારા ?–સૂર્ય ?–ધૂમકેતુ ? ભાસે છે કાંઇ યે તને ?

તારા મસ્તક પર તો કાળું છાપરૂં છે, છાપરૂં ! માનવ બાલને છાપરાં વીંધી ઉપર જવાનો અધિકાર નથી. ત્યાં તો કોક વણિયરરાજ વિચરી શકે.

× × ×

હા ! તું આવ્યો !–તું ?–મારો તું ?–અમારો તું ? આપણો તું ?

હે અદૃશ્ય દૃશ્ય ! તારાં દર્શને હાથમાં ઝણઝણી આવે છે પગમાં શિથિલતા વ્યાપે છે, આંખ પર અંધકાર છવાય છે, હૃદયમાં ડૂમો બાઝે છે, નસમાં તાણ આવે છે, મગજમાં ગાંડપણ ઊભરાય છે ને સારી ય સૃષ્ટિમાંથી ગાજી રહે છે એક સનાતન બોલ—

થાણા ! થાણા ! !



[ ૨૦ ]

# પરિત્યક્તા

ભીતટેકવી ઘરખૂણે
એકાકિની એ ઊભી હતી.
દેહ એનો દુર્બળ હતો.
અને ન હતો સરીખડો
હતો એનો આત્મા.
ઊભવાનીય શક્તિ
નહોતી એનાં ચરણોમાં.
અંગાંગ પર એના
ઓળા ઊતર્યા હતા
મહાકાલની વાસુકીફણાના.
નિજ અંકમાં
સર્વને આશ્રય આપનારી
શોધતી હતી આજ આશ્રય અન્યનો.

પણ પ્રભુરચ્યા
ક્રૂર આ જગતને કાંઠડે
લાધ્યું છે કદીય
શોધનહારને નિજનું શોધ્યું ?
કાળગંગાનાં વહેણ
અવળાં ચાલે છે શોધકને કાજે તો.
તાળું શોધનારને કૂંચી જડે,
અન્ન શોધનારને જલ જડે,

નોકરી શોધનારને છોકરી મળે,
ને છોકરી શોધનારને થપ્પડ મળે;
વિધિની લીલા એવી ય વિચિત્ર છે.
એકદા એને આરાધતા,
તે આજ વિમુખ બન્યા.
ન દીધો આશ્રય કોઇએ.
નિરાધાર ને નિઃસહાય
દુઃખદૂબી, જરાથાકી,
એકલવાયી, મૃત્યુ માંગતી,
માનવઉરની
કૃતઘ્નતાની કથા કથતી
ચેતનનો સાથ છોડી
એ જડને શરણે ગઇ.

અને જે આધાર
ન લાધ્યો ચેતન પાસે,
તે આધાર મળ્યો.
એને જડ પાસેથી.
ચેતનનું અણદીધું
લાધ્યું એને જડ પાસેથી.
મનુકુલે અણઆપ્યો આધાર
આપ્યો એને જડ ભીતે.
જડ અને ચેતન:
ચેતન અને જડ:
શા શા ભેદ છૂપાયા છે એમાં ?
જડ શું જડ છે ?
અને ચેતન છે ચેતન ?

કે જડ ચેતન છે?
અને ચેતન જડ છે?
બ્રહ્માંડવ્યાપી આ ગૂંચ કોણ ઊકેલશે!
યોગીથી ય અણઉકલ્યા
ગહન છે ભેદ
જડ અને ચેતનના.
જડ એ નથી માત્ર જડ,
ચેતન નથી કેવળ ચેતન,
જડમાં જડત્વ હેઠે
વહે છે ઓઘ ચેતનનાં;
ચેતનના ચૈતન્ય નીચે
જડની જડતા છૂપાઇ છે.
જડ કયારેક થાય છે ચેતન
ને કયારેક ચેતન બને છે જડ.
જડ સ્તંભની જડતા સાથે
ભટકાતો ચેતન જડ સરીખડો બને છે;
ને ચેતનનો વિનાશ
પ્રસારે છે જડ મોટરો.
ને સમજે તે ન સમજે,
ન સમજે તે ય ન સમજે,
એવી કઠિન છે સમસ્યા વિશ્વની.
જગતની ગૂંચથી ય વધુ ગૂંચવણભર્યાં
છે એ ગૂંચના ઊકેલ,
વિશ્વના કોયડાથી યે
વધુ કઠિન છે એ કોયડાના ઉત્તરો.

ચેતનથી પરિત્યજાએલી
જડને આધારે
એ ઊભી હતી.
જાણે કોક અદીઠ
જાદુગરે દંડ ફેરવ્યો હોય,
તેમ ભૂતકાળ ખડો થયો
એનાં મીંચ્યાં નયન સમક્ષ.
કેટકેટલા રસકોડથી
કેવા ઉચ્ચાભિલાષથી
ગૃહનાથે એને
પોતાને મંદિરિયે
પધરાવી હતી?
એના પ્રથમ દર્શને
ગૃહ આખું ગાંડું થયું હતું.
એ આવી અને
સારા ય ગૃહનો
વૈભવભાર એને માથે પડયો.
દિવસના કાર્યભારે થાકથાકયો
ગૃહપતિ જ્યારે
નિજ મંદિરિયે પરવરતો,
ત્યારે પ્રથમ મીટ
એના સામું જ માંડતો.
તેજધારા વર્ષતાં હોય એવાં
પીન અને પુષ્ટ
એનાં અંગાંગ
જોતો એ બબડતોઃ
'તું મારી છે–મારી છે.'

ગૃહ અજવાળતાં
ફુલસુકુમાર સ્મિતે
એ એને આવકારતી.
નિજ અંકે બેસાડી
કોમળ કર વડે
એનો દિવસભરનો
થાક ઉતારતી.
અદ્‌ભુત હતાં એનાં આકર્ષણ,
અજોડ હતાં એનાં જાદુ,
લોકોત્તર હતાં એનાં લાવણ્ય.
સુન્દરીસંઘના નયનશરને
અવગણતો બલિષ્ઠ યોગી યે
ન અવમાની શકતો એનાં જાદુ.
ગૃહને આંગણે
પદ મૂકનાર એને જ પ્રથમ જોતો.
જોતો ને જીતાતો,
અને આધાર શોધતો એનોજ.

અને આર્યભાવે ભરેલી એય
કદીય અવગણતી નહિ અતિથિને.
જગન્માતા સરીખડી
મનુકુલની કલ્યાણવિધાત્રી,
દુઃખીનાં દુઃખ હરતી
થાકયાના થાક ઉતારતી.
ગૃહના આભૂષણ સમી
ગૃહપતિના ગર્વ સરીખડી,
આગન્તુકના આકર્ષણ સમોવડી

ઉર–આનંદન, નયન–શોભન
એના આગળ વર્ષોનાં વહાણાં
ઊગ્યાં ને આથમ્યાં.
કાળના ઓછાયા
ધીરે ધીરે
એના પર ઊતર્યા
ને આકર્ષણ ઘટવા માંડયાં એનાં.
ગૃહની શોભા હતી
તે હવે માત્ર ઉપયોગની થઇ રહી.
અલંકરણ હતું સદનનું
તે માત્ર સાધન બન્યું સગવડનું—
ગૃહનાથનું ગર્વકારણ હતી
તે માત્ર બની રહી
એન વિશ્રામનું સ્થાન.
હજીય એ
આગન્તુકને અંકે ધારતી.
પણ ન હતી હવે
મોહની એના અંકમાં.
જાદુપૂર એનાં ઓસર્યાં હતાં.
દિલની ચમક પર
કાળની ઝાંખપ લાગી હતી.
ઝગમગતું એનું શરીરસત્ત્વ
ઝંખવાયું હતું રજોમાલિન્યે.
સૌન્દર્યના સ્વર્ગેથી
ઉપયુક્તતાની અવનિ પર
એ સરી હતી.

પછી તો
દિન ને રાત
ઉષા ને સંધ્યા
વર્ષો ને મહિના
આવ્યા ને ચાલ્યા,
ઊગ્યા ને આથમ્યા.
અને સર્વભક્ષી
કાલના કરાલ હસ્ત એને લાગ્યા.
નાજુક કર એના
શિથિલ ને વિરૂપ બન્યા.
સાંધા ઢીલા પડ્યા,
ચરણોમાંથી ચેતન ઓસર્યાં.
દુર્બલ દેહયષ્ટિ પર
જરાનાં સામ્રાજ્ય ઝામ્યાં.
નગુણા નરે એને
અવમાની ને અળગી કીધી.
જીવનસંગિનીને છેહ દીધો.
હૃદયરસથી ભજેલીને ત્યજી દીધી.

સાચ્ચું કહેજે, વાચક!
તું માત્ર સૌન્દર્યનો ભોક્તા છે?
અસુન્દર સર્વને તું ત્યજે છે?
તારૂં ધૂળથી ઊભરાતું ગૃહ જો,
તારી કાદવથી ભરેલી શેરીઓ નિહાળ,
તારૂં પ્રસ્વેદે પમરતું શરીર વિલોક,
ને બોલ:
અસુન્દર સર્વને તું ત્યજે છે?

અસુન્દર પણ ઉપયોગી
એ તો તારૂં સંસારધન છે,
'સુન્દર ન હોય તો ભલે,
ઉપયોગી તો છે ને?'
એ છે તારી જીવનકથાનો પ્રધાન મંત્ર.

પણ હજીય ઊંડો ઊતર.
અસુન્દર અને અનુપયોગી
એનેય શું તું પરિત્યજે છે?
તારા ધર્મના વિધિનિષેધ જો,
સુન્દર છે એમાં કંઈયે?
ઉપયોગી છે એમાં કશુંય?
ને છતાં ત્યાગ કર્યો છે તેં એનો!
તારા આચારવિચાર અવલોક,
નથી શું એ
અનુપયોગી અને અસુન્દર?
શા કાજે તો તું ત્યજતો નથી એને!
અસુન્દર અને અનુપયોગી
એ તો છે આપણાં
જન્મજન્માન્તરનાં સંગાથી.
ન ઘટે એનો પરિત્યાગ,
ન ઘટે એની અવહેલના.

અને છતાં
કરુણ હૃદયના પુરુષે
પરિત્યાગ કર્યો એનો.
દૂર–વિદૂર, ઘરને અંધારે ખુણે
એને સ્થાન દીધું.

ઉરમાં હતી તેને દૂરતા દીધી.

સ્વર્ગથી અવનિ પર,
ને અવનિ પરથી પાતાળમાં
ભાગીરથી ઊતરી.
એય સૌન્દર્યના રસસ્વર્ગેથી
ઉપયોગિતાની અવનિ પર
ને ઉપયોગિતાની અવનિ પરથી
ઉપેક્ષાના પાતાળમાં પડી.
પડી તો ય ભાગીરથીની પાવકતા
અવિચલ રહી;
પતિતો હજી ય એના પુણ્ય જલમાં
ડૂબકી મારી પાપતાપ શમાવે છે.
પણ આ તો પડી તે પડી.
પતિતનો ઉદ્ધાર કરનારી,
અનાશ્રિતને આશ્રય આપનારી
પોતે પતિત બની આશ્રયવહોણી થઈ.

એના સ્પર્શે પતનના ભય દર્શાવી
ગૃહપતિ બાલકને યે
એની પાસ જતાં વારતો.
એનો આશ્રય લેનાર
પતિત થાય એમ સર્વ માનતાં.
પુરૂષહૃદયની કૃતઘ્નતા જોઈ
પ્રથમ એનું હૈયું ભાંગ્યું,
પછી ભાંગ્યા હાથ.
પ્રથમ ચલિત થયું ચિત્ત
ને પછી ચલિત થયા ચરણ.

ગૃહજનથી ત્યજાએલી
હૈયાંહીનથી હીણાએલી
મૃત્યુની વાટડી જોતી,
ભીંતઆધારે એ ઊભી હતી.
ત્યાં એકદા પુરુષ આવ્યો
ને આવી એક પ્રમદા.
પુરુષે કહ્યું પ્રમદાને
'હવે આપણે આને બાળી મૂકીએ તો કેમ ?'
પથ્થર હોત તો પીગળી જાત,
વજ્ર હોત તો ભાંગી જાત;
પણ આ તો હતું નારીનું હૃદય.
એટલે કંઇ થયું નહિ.
અબળા હસી ને ઉચ્ચરી:
'હા, ઊનું પાણી કરવા
હવે એ ખપ લાગશે.
એ ખુરસી બહુ વરસ ચાલી, નહિ ' ?

સમાપ્ત

શ્રી જ્યોતીન્દ્ર દવે

કૃત

કાવ્યોનો સંગ્રહ

ટુંક વખતમાં પ્રગટ થશે

ગાંડીવ

## હાસ્યથી આરોગ્ય વધે છે—

અપવાસથી પણ આરોગ્ય
વધે છે; આયુષ્ય વધે
છે. તે માટે વાંચો.........

# અપવાસ દ્વારા આરોગ્ય

અપવાસથી ક્ષય, દમ, અજીર્ણ, પાંડુ આદિ અનેક રોગો સાજા કરનાર અનુભવીઓની આત્મકથનીઓ સાથે; અપવાસ શા માટે, કેમ, ક્યારે, કેવી રીતે કરવા તેનું દેશી તથા વિદેશી ગ્રંથો પરથી કરેલું અપૂર્વ દોહન

હિંમત શ. શા



ત્યાર બાદ સને ૧૯૩૦થી ૧૯૩૩ સુધી મુંબાઈની કબીબાઈ હાઈસ્કૂલમાં શિક્ષક તરીકે કામ કર્યા પછી તેમણે સને ૧૯૩૩ થી ૧૯૩૭ સુધી સુરત કોલેજમાં ગુજરાતી તથા સંસ્કૃતના અધ્યાપક તરીકે કામ કર્યું. સને ૧૯૩૭માં મુંબાઈ સરકારના ઓરીએન્ટલ ટ્રાન્સલેટરના બીજા મદદનીશ તરીકે નીમાયા. અને સને ૧૯૩૮થી હંગામી ઓ૦ ટ્રા૦ થયા અને પછી તે પદ પર કાયમ થયા છે.

હાસ્યરસના લેખો માટે તેમને ગણીઆરા પારિતોષિક મળ્યું હતું. તેમણે સુરત કોલેજ માટે ભજવવા સારૂ વિષપાનનું નાટક લખેલું છે. બેન્જામિન કીડના સામાજિક ઉત્ક્રાન્તિ નામના પુસ્તકનો અનુવાદ કર્યો છે. મુનશીજીના 'ગુજરાત'ના ઉપતંત્રી તરીકે અને ગુજરાતી સાહિત્ય પરિષદના મંત્રી તરીકે પણ કામ કર્યું છે. મેટ્રીક તથા બી. એ.ની પરીક્ષા માટે તેઓ ગુજરાતીના પરીક્ષક પણ નીમાયા હતા.

ગુજરાત સાહિત્ય સભા તરફથી સોંપણું થતાં તેમણે સને ૧૯૩૪ના ગ્રંથસ્થ વાઙ્મયનું વિવેચન કર્યું છે.

તેમની પ્રકટ થયેલી કૃતિઓ વિષપાન, સામાજિક ઉત્ક્રાન્તિ, રંગતરંગ, (ભા. ૧-૨-૩-૪) મારી નોંધપોથી અને અમે બધાં (શ્રી ધનસુખલાલ મહેતાની સાથે) એટલી છે.